૪૫૫૮

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ ७.

बांपुसाहेब गायकवाडकृत

# कविता.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂંજાશંકર શાસ્ત્રી.
વડોદરા.

સંવત ૧૯૪૬ સન ૧૮૯૦.
કીમત ૧—૦—૦

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા (પૃથિવી) નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ (ખનિજ ધન રત્નાદિ) ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરેછે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ, આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણતાં દૃષ્ટાંતરૂપ થઇ પડ્યાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા૦ ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્ય આશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ્ વર્નાક્યૂલર ઇન્સ્ટ્રકશન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણાં સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઈ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભદ્ર, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઇ** તથા **દીવાળીબાઇ** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઈ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨,૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કેઃ—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઇશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઈ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોનાં અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ–રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.

ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ. એલ. એલ. બી.

રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઇ.

રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગૂજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઈ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઈ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા૦ ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

**મણિભાઈ જશભાઈ.**

# बापुसाहेब गायकवाडनुं
# जन्मचरित्र.

---

વડોદરામાં યશવંતરાવ ગાયકવાડ નામે મરાઠા સરદાર શ્રીમંત ગાયકવાડ સરકારની અસામી હતા. તેમને બે સ્ત્રીઓ હતી. એક સ્ત્રી મરાઠા જાતની અને બીજી રજપૂતાણી હતી. આ રજપૂતાણીને પેટે સંવત્ ૧૮૩૩માં (કદાચ સંવત્ ૧૮૩૫ પણ હોય) બાપુસાહેબનો જન્મ થયો હતો. બાપુસાહેબના બાળચરિત્ર વિષે ઝાઝું જાણવામાં આવ્યું નથી; માત્ર તે સરદારોના છોકરાઓને લાયકની ઘોડે બેસવા વગેરેની કસરતોમાં ચાલાક હતા તથા તેમણે ગુજરાતી અને મરાઠી લિપિમાં લખવાનું જ્ઞાન મેળવ્યું હતું. તે નાનપણમાંજ દેવ દેવસ્થાનમાં ફરતા હતા તથા કોઈ ભગત સાધુ વગેરે જુએ તેમને ધર્મસંબંધી પ્રશ્ન પૂછતા હતા. પણ કહેછે કે જ્યારે તેમની પાસેથી તેમને મનપસંદ ખુલાસા મળતા નહિ ત્યારે તે તેમનો ઘણો તિરસ્કાર કરતા. વીશેક વરસની ઉમ્મરમાં તે ઘણા સ્વતંત્ર મિજાજના અને દરકાર વગરના હોય એમ તેમના પરિચયમાં આવનારને માલમ પડતું. હરેક વાતનો તત્વ નિર્ણય કરવા માટે તે ઘણી બારીકીથી તકરારો કરતા, પણ સત્યની બાબતમાં પૂર્ણ ખાત્રી થયા વગર ઝટ દેઈને મત બાંધી દેતા નહિ.

યશવંતરાવગાયકવાડને ગોઠડા ગામમાં જમીન મળેલી હતી. બાપુસાહેબની ઉમ્મર આશરે વરસ ૨૫ ની થઈ ત્યારે તેમના બાપે તેમને તે ગામની જમીનનો વહિવટ કરવાને મોકલ્યા. ધીરો કરીને જે પ્રસિદ્ધ બ્રહ્મભાટ કવિ થઈ ગયો છે તે, એ ગોઠડાનો હતો. બાપુસાહેબગાયકવાડ ગોઠડે ગયા ત્યારે ધીરોભક્ત હયાત હતા. ધીરાભક્તના બ્રહ્મજ્ઞાન વિષે બાપુસાહેબને કોઈએ વાત કરી તે ઉપરથી બાપુસાહેબ તેને મળવા ગયા અને તેની સાથે ધર્મ સંબંધી વાતચિત કરી. જે જે પ્રશ્નો બાપુસાહેબે ધીરાભક્તને કર્યા તે તે સર્વના ધીરાએ એવી સારી છટાથી ખુલાસા કર્યા કે તે વખતથી ધીરાના શિ-

ષ્ય થવું એમ બાપુસાહેબના મનમાં આવ્યું. અને તે પ્રમાણે કેટલેક દહાડે તે ધીરાના શિષ્ય થયા. શિષ્ય થયા પછી કેટલાક રોજ બાપુસાહેબ ગોઠડામાં રહ્યા અને બ્રહ્મજ્ઞાનનું રહસ્ય ધીરા પાસેથી સમજી લીધું. તે વડોદરે આવ્યા ત્યારે ધીરાભક્તના પદોનો કેટલોક સંગ્રહ પોતાની સાથે લાવ્યા હતા અને તે વારંવાર વાંચતા તથા વખાણતા હતા. જો કોઈ હરિભક્ત તેમને મળતો તો તેમની સાથે પછી બ્રહ્મજ્ઞાનનો વાદ કરતા તથા બીજા ધર્મમાં શી શી ખામીઓ છે તે બતાવતા. બાપુસાહેબ હવે ગૃહસ્થ મટીને ભક્ત થયા. ભક્તોનો મેળાપ કરવો, અને તેમની સાથે ભજન કીર્તન કરવું, એ બાપુસાહેબને બહુ પ્રિય લાગવા માંડ્યું. તેમની બુદ્ધિ બહુ સૂક્ષ્મ હતી તથા મનશક્તિ સારી હતી તેથી પોતાના ગુરૂનું જોઈ પોતાને જે જે અનુભવ થતા ગયા તે તે બાબતનાં પદ કીર્ત્તન પોતે જોડવા લાગ્યા અને શ્રોતાઓને સંભળાવવા લાગ્યા.

વડોદરે આવ્યા પછી બાપુસાહેબને એક પાગાના જમાદારની નોકરી મળી તે તેમણે સ્વીકારી, પણ તેમની મનોવૃત્તિ ભજનમાં લાગેલી અને જગતના વ્યવહાર તેમણે મૃગતૃષ્ણાવત્ મિથ્યા જાણેલા તેથી નોકરીમાં તેમનું મન બરાબર લાગતું નહિ; તેમનાથી વારંવાર કસુરો થઈ જતી અને તેમાટે તેમનો ઉપરી તેમનો દંડ કરતો, પણ બાપુસાહેબ ખુદ મહારાજાસાહેબની હજુરમાં જઈ દંડ માફ કરાવી આવતા. તેમના વખતમાં શ્રીમંત મહારાજા સીયાજીરાવ ગાદી પર હતા તે બાપુસાહેબની પાસે તેમનાં રચેલાં પદ બોલાવતાં અને તે સાંભળીને ઘણા ખુશ થતા. અને તેથી આવા ભક્ત કવિની કસુર પોતે માફ કરે એ સ્વભાવિક હતું. પણ, મૂળ તો સ્વતંત્ર મિજાજના અને તેમાં બ્રહ્મજ્ઞાન થયું એટલે જીવન્મુક્ત થયેલા મહાત્મા બાપુસાહેબને આવી નોકરી કરવી ઘણા દહાડા પાલવી નહિ તેથી તે તેમણે છોડી દીધી અને ભજન કીર્તનમાં તથા ધર્મની તકરારોમાં કાળ કાઢવા માંડ્યો.

વાડીમાં રહેનારા દાળિયા કણબીઓના ગુરૂ દેથાણના નીરાંતભક્ત કરીને હતા તે વારંવાર પોતાના સેવકોને ઘેર આવતા અને દશ પંદર દહાડા રહીને ભજનકીર્તન કરતા. બાપુસાહેબના પિતાનું મકાન પણ મહમદવાડીમાંની મોટી વોહોરવાડમાં હતું તેથી એક પ્રસંગે બાપુસાહેબને ખબર થઇ કે નીરાંતભક્ત આવ્યા છે તે ઘણા જ્ઞાની મહાત્મા છે. બાપુસાહેબને તો એવા

ભક્તોને મળવાનો શોખજ હતો તેથી તે તરત તેમને મળવાને ગયા અને નીરાંતભક્ત પોતાનાં રચેલાં પદ ગાતા હતા તે તેમણે સાંભળ્યાં. સાંભળીને તેમાંથી એક બે સંશય કાઢી તેના ખુલાસા નીરાંતભક્ત પાસે માગ્યા જે તેમણે ધીરાની પેઠેજ સારી રીતે કહી બતાવ્યા. બાપુસાહેબને જણાયું કે ધીરાનો તથા નીરાંતનો મત એકજ છે ત્યારે તેમણે તે ભક્તને ઘણું માન આપ્યું અને કહ્યું કે મહારાજ આજથી મને પણ આપનો શિષ્ય ગણજો. બાપુસાહેબે પોતાનાં પદોમાં ઠામ ઠામ નીરાંત તથા ધીરાને ગુરૂ તરિકે ગાયા છે તેનું કારણ આજ છે. તેમ નીરાંતે પણ પોતાનાં પદોમાં બાપુસાહેબને શિષ્ય તરિકે ઘણી જગોએ સંબોધન કર્યું છે.

બાપુસાહેબને ધીરાભક્તે એક વખત હુકો ભરી લાવવાનું કહ્યું. ગુરૂ પોતાના શિષ્યને ગમે તેવી હલકી સેવા ફરમાવે તથાપિ શિષ્ય તે આનંદથી બજાવે છે તે સહુ જાણેછે. બાપુએ તરતજ એક કાગલ પર હુક્કા વિષે પદ જે આ કાવ્યમાં દાખલ કર્યું છે તે લખીને આપ્યું. ધીરાભક્ત એ પદ જોઇને બહુ આનંદ પામ્યા તથા તેમણે બાપુસાહેબના જ્ઞાનનાં બહુ વખાણ કર્યા.

બાપુ સાહેબ એક વખત નીરાંતભક્તને મળવા જતા હતા તેવામાં રસ્તામાં બાઈડીઓ કોઇના મરણ પછવાડે રાજીઓ ગાતી હતી. બાપુએ લગાર ઊભા રહી તે સાંભળ્યું, પણ તે ગાનારાંના અજ્ઞાન તથા મોહ ઉપર તેમને બહુ તિરસ્કાર ઉપજ્યો. તેમણે ઘેર જઇને તરતજ એક રામરાજીઓ બનાવ્યો તથા નીરાંતને તથા તેના સેવકોને બતાવ્યો. એ રાજીઓ સહુને એવો પસંદ પડી ગયો કે નીરાંતના ભકતોએ સામાન્ય રાજીઆને ઠામે મરનારની પાછળ આ રાજીઓ ગાવાનો પ્રચાર પાડ્યો. તેને રામરાજીઓ કહેછે અને હજી તે ઘણી જગોએ ગવાયછે. એ રાજીઓ બનાવ્યા પછી બાપુએ બીજા પણ ઘણા રાજીઆ લખ્યા છે પણ તે સર્વમાં ષડ્રિપુના રાજીઆ ઉત્તમ છે.

બાપુસાહેબને ભજનકીર્તનનો બહુ શોખ હતો તેથી જે કોઇ તેમનો પોતાને ત્યાં ભજન કરવા બોલાવે ત્યાં જતા હતા. એક વખત વાંદરાપુરૂજના દરવાજા આગળ જે ઢેડ ભંગીઆ વગેરે લોક રહેછે તેમાંના કોઈએ બાપુસાહેબને આવીને વિનંતિ કરી કે મહારાજ! અમારે ત્યાં ભજન કરવા આવો તો અમો પાવન થઇએ! બાપુસાહેબે હા કહી અને કહ્યા પ્રમાણે તેમને ત્યાં ભજન કરવા

ગયા. એ વાત તેમના પિતા યશવંતરાવ ગાયકવાડે જાણી તેથી તે પોતાના પુ-ત્રની આવી રીતભાત જોઈને ઘણા નાખુશ થયા. બાપુસાહેબ ભજન કરીને ઘેર આવ્યા ત્યારે તેમને યશવંતરાવે ઘણો ઠપકો દીધો અને કહ્યું કે, અલ્યા ! તેં મારૂં નામ બોળ્યું; જા ,આજથી તારૂં મોં મને બતાવીશ નહિ, તથા મારા ઘરમાં તારે પેસવું પણ નહિ. બાપુસાહેબ તેજ વખતે પાછા ફર્યા અને ફતેપુરામાં તેમનું એક ઘર હતું તેમાં જઇને મુકામ કર્યો. આ વાત તેમની સાસુએ જાણી ત્યારે તે પણ ઘણી દલગીર થઈ અને બોલી કે, બાપુ-સાહેબ તો છેકજ બગડી ગયા. બાપુસાહેબને કાને પોતાની સાસુના આ બોલ આવતાંજ તેમણે એક પદ લખ્યું, જેમાં તેમણે લખ્યું કે "અમે બગડ્યા, અમે બગડ્યા, લેજો જાણી." ૪૦. એ ઘરમાં બાપુસાહેબ બે ત્રણ વરસ રહ્યા પણ પોતાનો ભક્તિનો ટેક છોડ્યો નહિ. ત્રણ વરસ પછી તેમના ઓરમાઈ મોટા ભાઇએ તેમને મનાવી મોટે ઘેર બોલાવી આણ્યા.

બાપુસાહેબના ઓરમાઇ ભાઇના દીકરા માધવરાવ ગાયકવાડ હાલ હયાત છે અને તે સરકારી પાગામાં પાગેદારની નોકરી પર છે. બાપુસાહેબને દોલત-રાય, પ્રતાપરાય, અને શિવરાય એવા ત્રણ દીકરા હતા જે સઘળા હાલ હયાત છે અને તેમનો ગિરાસવાસ ગોઠડામાં હોવાથી તેઓ ત્યાંજ રહે છે. પાગેદાર માધવરાવગાયકવાડને હજી પણ સરકારથી અસામી તરિકેના રૂપિયા મળે છે. તેમાંથી દરવરસે અસામી પેટે પ્રતાપરાયને તે કાંઈ રકમ મોકલાવ્યે જાય છે. બાપુસાહેબ કદમાં બહુ ઊંચા નહિ તેમ નીચા પણ નહિ હતા. તેમનો બાંધે મજબુત્ અને તે શરીરે બળવાન્ હતા. રંગે ઘઉંવર્ણા હતા અને તે જ્યારે બોલતા ત્યારે તેમનું જુસ્સાદાર ભાષણ સામાને દબાવી દેતું હતું. બાપુસાહેબ ભક્ત હતા છતાં તેમનું વ્યવહારી જ્ઞાન સારૂં હશે એમ તેમની કવિતા પરથી જણાય છે. સારી માઠી સ્થિતિના અને લોકરિવાજના તે માહિતગાર હતા તે તેમનાં પદો ઉપરથીજ જાણવામાં આવે છે. તેમનાં પદો વાંચતાં તે જાણે ક્ષ-ત્રિય ગુણના એટલે, ટેકી, હઠીલા અને લઢવાડીઆ હશે એમ જણાય છે તથા-પિ તેમનેજ્જેણે જોએલા તે લોકો કહે છે કે તે સ્વભાવે શાંત, મગરૂરી વિના-ના, ડોળડમાક રહિત અને જે પોતાની પાસે આવે તેની સાથે નરમાશથી વાત કરનારા હતા. અદ્વૈતબ્રહ્મસિદ્ધાંતમાં તેમની એક પાકી નિષ્ઠા હતી તથા

બીજાને તે એવી સરસ રીતે બ્રહ્મવાર્ત્તા દ્રઢાવતા કે જે એક વાર તેમનો શિષ્ય થયો તે ફરી ચલીયમાન થતો નહિ. તેમના શિષ્યો હજી ઘણા છે અને તેઓ-માં તે બાપુ મહારાજના નામથી ઓળખાય છે. કવિ તરિકે બાપુસાહેબ અમને બીજા સામાન્ય ભક્ત કવિઓ કરતાં ચઢિયાતા લાગે છે, પણ તે વિષે તેના ગ્રંથ વિવેચનમાંજ બોલીશું. બાપુસાહેબે કોઈ આખ્યાન કે વાર્તારૂપ ગ્રંથ રચેલો હોય એમ જાણવામાં આવ્યું નથી. તેમનાં છૂટક પદ, ચાબખા રૂપ પદ, ગરબીઓ, વગેરે "અંગ" ભાગમાં વેંહેચીને લખ્યાં છે. એ સિવાય જૂદા ગ્રંથો અમારે હાથ લાગ્યા નથી.

# बापुसाहेबनी कवितानुं विवेचन.



જે કવિ હોય છે તે સ્વાભાવિક રીતેજ કવિતા કરવાને પ્રેરાય છે. તેના વિચારોમાં અને સામાન્ય મનુષ્યના વિચારોમાં મુખ્ય તફાવત એ જોવામાં આવે છે કે જ્યારે સામાન્ય મનુષ્યના વિચારો કેવળ સાદા હોયછે ત્યારે કવિના વિચારો કાંઈ રસભાવથી રંજિત અને વિલક્ષણ હોય છે. એકજ વિષય ઉપર જ્યારે સામાન્ય મનુષ્ય કાર્ય પૂરતુંજ કહી શકે છે. ત્યારે કવિ જોઇએ તેટલું ઓહોળું વિવેચન કરી શકે છે. સામાન્ય મનુષ્યના વિચારો તેના લાગતા વળગતાનેજ તે જાણવામાટે આકર્ષે છે ત્યારે કવિનાં વિચારો હર કોઈ સહૃદય મનુષ્યને આકર્ષે છે. કોઇ રસજ્ઞ પુરૂષ જ્યારે સામાન્ય મનુષ્યના બોલવા તરફ આદર પણ સામાન્ય કરે છે ત્યારે કવિના વચનનો ચમત્કાર જોઈ તેમાં તે લીન થઇ ડોકું હલાવે છે! વચન માત્ર બોલીને વાહ વાહ તો કવિજ મેળવી શકે છે! બાપુસાહેબનો ગ્રંથ ઉકેલી જોનાર હર કોઇ રસજ્ઞ તેને ધન્યવાદ આપ્યા વિના રહેશે નહિ એમ અમે માનીએ છીએ. બાપુસાહેબની કવિ તરિકે વિશેષ પ્રશંસા કરવાનું સાધન આ તેનાં પદો સિવાય બીજું કાંઇ અમારે હાથ લાગ્યું નથી તથાપિ પદો તે પદોજ છે! એ પદો જૂદાં જૂદાં પુસ્તકોમાં છટાં છૂટાં મળી આવ્યાં હતાં તેનો અમે સંગ્રહ કર્યો છે, અને જ્ઞાનોપદેશનાં પદ, ધર્મવેશ અંગનાં પદ, બ્રહ્મજ્ઞાનનાં પદ, ષડ્‌રિપુના રાજિયા, ગરબીઓ, અને કાફીઓ, એવા વિભાગ પાડીને તેને ક્રમવાર ગોઠવ્યાં છે.

બાપુની કવિતામાં રસ તો માત્ર શાંતરસ સિવાય બીજો વર્ણાયો નથી. પણ તેનાં વખાણ તેના રસવર્ણનની છટા માટે નહિ પણ તેના પદમાં જે અસાધારણ માધુર્ય રહેલું છે તેમાટે કરવાં ઘટે છે. જ્ઞાનોપદેશનાં પદના આરંભમાંજ તે વિષયનો તિરસ્કાર કરીને ગુરૂની જરૂર બતાવે છે, પછી બ્રહ્મજ્ઞાનની મહત્તા વર્ણે છે તથા ગુરૂ ઉપદેશમાં એકાગ્રતા રાખવાની જરૂર બતાવે છે, તે પછી મૂર્ખ તથા ઢોંગી ગુરૂઓ પાસેથી કાંઇ તત્વ મળવાનું નથી એમ ક-

હેછે, કર્મકાંડ મિથ્યા છે એમ કહેછે અને ધન, જુવાની આદિના અહંકારનું મિથ્યાત્વ બતાવે છે. એવા એવા ઉપદેશનાં પરચુરણ ત્રીશ પદોમાં જ્ઞાનોપદેશ પૂરો થાય છે. ધર્મવેશનાં પદોમાં ધર્મને નામે દંભ કરીને લોકોને ઠગનારા ગુરૂઓ અને સાધુઓ વગેરેથી દૂર રહેવાનો ઉપદેશ કર્યો છે. બ્રાહ્મણશૂદ્રભેદવર્ણનમાં ભિક્ષુક બ્રાહ્મણોને મિથ્યાભિમાન તજવાનો ઉપદેશ કર્યો છે. અને બ્રહ્મજ્ઞાનનાં પદોમાં નિર્ગુણ ઉપાસનાનો માર્ગ બતાવ્યો છે.

કામાદિક ષડ્રિપુના છ રાજીઆનો એ પછી આરંભ થાય છે. રાજીઆ તે ખરેખરા રાજીઆજ છે! કામદેવનો રાજીઓ જાણે પુરૂષના મરણથી શોકાકુળ થયેલી સ્ત્રી બોલતી હોય તેવા રૂપનો છે. એની દરેક કડીનું પૂર્વાર્દ્ધ મરનારની સ્ત્રી બોલે છે જેમાં કામ સંબંધી વિલાસોનું વર્ણન છે અને દરેક કડીનું ઉત્તરાર્દ્ધ બીજી કૂટનારી સ્ત્રીઓ બોલે છે જેમાં સંસારના વિષયોની ક્ષણિકતા અને જ્ઞાનભક્તિ વગેરેની આવશ્યકતા બતાવી આપનારૂં વૈરાગ્યોદ્બોધક વર્ણન છે. બીજા રાજીઆઓમાં પણ કૂટનારી સ્ત્રીઓનાં એવાંજ બોધરૂપ વચન ઉત્તરાર્દ્ધમાં રાખ્યાં છે. બીજો રાજીઓ ક્રોધનો છે તે મરનારની મા બોલે છે. એમાં પણ પૂર્વાર્દ્ધમાં ક્રોધનું સ્વરૂપ બતાવ્યું છે તથા ઉત્તરાર્દ્ધમાં વૈરાગ્યોદ્બોધક ઉપદેશ છે. ત્રીજો રાજીઓ લોભનો છે તે મરનારની દીકરી બોલે છે; કડીના પૂર્વાર્દ્ધમાં લોભનું સ્વરૂપ અને ઉત્તરાર્દ્ધમાં ઉપદેશ છે. ચોથો રાજીઓ મોહનો છે તે મરનારની બેન બોલે છે; એમાં કડીના પૂર્વાર્દ્ધમાં મોહનું સ્વરૂપ અને ઉત્તરાર્દ્ધમાં બોધ છે. પાંચમો રાજીઓ મદનો છે તે મરનારની રાખેલી સ્ત્રી બોલતી હોય તેવા રૂપે વર્ણ્યો છે અને છઠ્ઠો મત્સરનો છે તે મરનારની સાસુ બોલતી હોય તેવે રૂપે લખ્યો છે. દરેક રાજીઆમાં ત્રીસ ત્રીસ કડીઓ છે.

એની પછી મન, સ્ત્રી, વિશ્વાસ, વગેરે જૂદાં જૂદાં દશ અંગની ગરબીઓ છે. દરેક અંગમાં ચાર ચાર ગરબીઓ છે. છેલ્લા વચનઅંગમાં ઉપસંહારની પાંચમી ગરબી મૂકી છે. ગરબીઓ થઈ રહ્યા પછી જ્ઞાનોપદેશની કાફીઓ દાખલ કરી છે. અને તે પછી અરાઢ સિદ્ધિઓના ખંડનની અરાઢ કાફીઓ છે. અણિમા વગેરે આઠ સિદ્ધિઓ પ્રખ્યાત છે, પણ યોગશાસ્ત્રના કેટલાક ગ્રંથોમાં અણિમા, મહિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકાશ્ય, ઈશિત્વ, વશિત્વ, પ્રાકામ્ય, અનૂર્મિમત્વ, દૂરશ્રવણ, દૂરદર્શન, મનોજવ, પરકાયાપ્રવેશન, સ્વેચ્છામરણ, દેવક્રીડાદર્શન, સંકલ્પસિદ્ધિ, અપ્રતિહ-

તાણી, અને કામરૂપા, એવી અરાઢ સિદ્ધિઓ કહેલી છે તે સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થયા છતાં પણ મોક્ષ મળતો નથી એટલુંજ નહિ પણ તે સિદ્ધિઓ એજ યોગીને બંધનનું કારણ થઇ પડે છે માટે તે હેય છે એમ ઉપદેશ કર્યો છે.

છેવટ બ્રહ્મબોધ અને જ્ઞાનીનાં લક્ષણની કાફીઓ કહીને ગ્રંથ પૂરો કર્યો છે. બ્રહ્મબોધમાં સાંખ્યજ્ઞાન ક્રમવાર બતાવ્યું છે. બ્રહ્મબોધની ત્રીજી કાફીમાં સાંખ્યને મતે જગતની ઉત્પત્તિ આદિક ટૂંકામાં પણ સ્ફુટ રીતે વર્ણવી બતાવ્યું છે. તેનો સિદ્ધાંત એવો જણાય છે કે અનાદિ અનંત સતરૂપ બ્રહ્મ સર્વત્ર ભરેલું છે અને પ્રકૃતિ તેના એક દેશમાં છે. એ પ્રકૃતિ કે માયા અનિર્વચનીય છે એટલે તેને સત્ય કે અસત્ય કહી શકાતી નથી. એ પ્રકૃતિ સઘળા દૃશ્યપદાર્થોનું મૂળ છે. પાંચમી કાફીમાં તે લખે છે કે,

"ચૈતન્યમાં દૃશ્ય કલ્પવું જાણો, બંધતણું એ મૂળ;
ચૈતન્યમાંથી કલ્પના છૂટવી, મુક્તિ જાણો સમૂળ;
દૃશ્ય વગરનું ચૈતન્ય રે, આત્મારામ રૂપ એવો;
જ્ઞાનીઓ બતાવું રે, બંધ, મુક્તિ, આત્મા કેવો. ૩

ત્રણ લીટીમાં ત્રિભુવન સમાયું, બ્રહ્મવિદ્યાનો ભાર;
આહા ઓહો કરી અફાળો, એવો નથી એ સાર;
ખરી છે એ વિદ્યા રે, ચિત્તમાં રૂડી ચેવો;
જ્ઞાનીઓ બતાવું રે, બંધ, મુક્તિ, આત્મા કેવો." ૪

એવી રીતે બ્રહ્મવિદ્યાનો સ્પષ્ટતર સાર બાપુએ બતાવ્યો છે. એટલાથી પણ જેને સમાધાન ન થાય તેને માટે તેણે બીજી કેટલીક કાફીઓ વધારે લખી છે અને સંશયોનું સમાધાન કર્યું છે. છેવટની કાફીઓમાં જ્ઞાનીનાં લક્ષણદ્વારા તે, ઢોંગી અને વિષય સુખના લોભી મનુષ્યો બીજાઓને શિષ્યો કરીને તેમને કલ્યાણનો માર્ગ ન આપતાં મિથ્યા શ્રમિત અને ભ્રમિત કરે છે તેમનાથી સાવધ રહેવાનો ઉપદેશ કરે છે. જેમ આઠમી કાફીમાં જ્ઞાની ગુરૂના આશ્રમ અને ઉપસ્કર વિષે બોલતાં તે લખે છે કે,—

"મઢી જુઓ તેની રે, જોશો નહિ માંહી બીજું;
(એક) આપ ને પુસ્તક પડિયું રે, ટોળું સંતનું ત્રીજું. ૧

વસ્તીમાં વાસ કરે નવ વિઠ્ઠલ, જે જેના નવ શબ્દ;
પૂજા કરાવે નહિ પરમેશ્વર, કશામાં મન નહિ લુબ્ધ;
ગુરૂ એવા કોઇ રે, જોઇ હૃદયે ભીંજું. મઢી૦ ૨

તમે પાત્ર ન ભાળો ગુરૂજી પાસે, એક પાત્ર ધરે ગુરૂદેવ;
પેટ પાત્ર તો રચ્યું પેહેલેથી, તેની જેવી તેવી કરે સેવ;
ધન્ય ગુરૂ દેવા રે, તન મનથી રીઝું. મઢી૦ ૩

પુસ્તક સંત વસે ગુરૂ નિકટ, તેમાં નહિ સંતાપ;
આવી મળ્યું તો પુસ્તક વાંચે, શિષ્ય પૂછે તો ફેડે તાપ;
જપું જાપ તેનો રે, બીજા પર હું ખીજું. મઢી૦ ૪

ધન જોઇએ નહિ સેવાકાજે, મન જોઇએ નિશ્ચિંત;
પ્રશ્ન પૂછે તેની કથા ચલાવે, નિર્મળ થાય જેમ ચંત;
બાપુ સંત એવા રે, ઢોંગીને જોઇ સીઝું. મઢી૦ ૫

આ ઉપરથી જણાય છે કે બાપુસાહેબને ગુરૂ તરિકેનો ઢોંગ કે મિથ્યા આડંબર પસંદ નહોતો, તે છતાં તેણે ઉત્તમ બ્રહ્મજ્ઞાન બતાવ્યું છે.

"બાપુસાહેબની કવિતાનું અવલોકન કરતાં બીજાઓથી તેનામાં જે કાંઈ વિશેષ દેખાય છે તે તેના વર્ણનની સફાઈ છે. આરંભેલો વિષય તે સાદી અને સ્ફુટ ભાષામાં પાર ઉતારી ગયો છે. પ્રસાદ અને માધુર્ય એ તેની કવિતાનાં વિશેષ લક્ષણો છે. પોતે જ્ઞાની હોવાથી સાહિત્યાદિકનો તેને અનાદર હશે એમ અનુમાન થાય છે; પણ જો કદાચ તેણે એકાદ ગ્રંથ સાહિત્યનો લખ્યો હોત તો આજ આપણે જે સારા કવિઓને માટે મગરૂર થઇએ છીએ તેના વર્ગમાં બાપુસાહેબને પણ બિન તકરારે મૂકી શકત. એનાં બધાં પદમાંથી એક પણ એવું નથી દેખતા કે જે વાંચનારને વારંવાર વાંચ્યા છતાં પણ અભાવો ઉત્પન્ન કરે!

• બાપુસાહેબની કવિતામાં બીજું આપણને સંસાર વ્યવહારનું અવલોકન કરવાનું મળી આવે છે. સાંસારિક સ્થિતિમાંથી જીવને મોક્ષને માર્ગે વાળવાને તેમને જૂદી જૂદી સ્થિતિના ઘરસંસાર વર્ણવવાની અગત્ય પડી છે; પણ તે અગત્ય તેમણે એવી રીતે પૂરી પાડી છે કે તેથી આપણે તેમને ધન્યવાદ આપીએ છીએ. પંડિતો કહે છે કે જે સાંસારિક વ્યવહારમાં અતિ પ્રવીણ હોય તે પરમાર્થમાં પણ અતિપ્રવીણ હોઈ શકે, તથા જે સંસારમાં દૃઢ હોય તે પરમાર્થમાં પણ દૃઢ હોઈ શકે, એ વાત આપણને બાપુસાહેબ તેના ગ્રંથદ્વારા બતાવી આપે છે. સંસારનાં જે ચિત્ર તેણે ચિત્ર્યાં છે તે તેની સંસારની માહિતી બતાવી આપે છે અને પરમાર્થનો જે બોધ કર્યો છે તે તેનું તે સંબંધી વિશદ જ્ઞાન બતાવી આપે છે. કેટલાક લેભાગુ જ્ઞાનીઓએ બીજાનું હિત કરવાનો ડોળ કરી બ્રહ્મજ્ઞાનનાં પુસ્તકો ઘણાંય લખેલાં આપણે જોઇએ છીએ, પણ "જ્યાં મેરેકુ સંશય પરતા હે વહાં શ્રીધર સ્વામીકો ભી સંશય પરતા હે" એ વાળી વાત તેમાં જોઈ તેમના જ્ઞાનની તુલના વાંચનાર તરત કરી શકે છે! બાપુનો આ ગ્રંથ તેને એવા દોષમાંથી નિર્મુક્ત કરી તે જે સમજ્યો છે તે ચોખ્ખું અને દૃઢ સમજ્યો છે એમ કહેવરાવે છે.

રાધાબાઇ દક્ષિણી બ્રાહ્મણી હતી તેનું પુસ્તક આપણે જોયું છે. અને તેની ભાષા પણ જોઇ છે. તે ઉપરથી "બાપુસાહેબ ગાયકવાડ" નામ સાંભળીને તથા મરાઠાના કુળમાં તેમનો જન્મ જાણીને અમને તેમની ભાષા વિષે બહુ સંશય હતો; પણ જ્યારે આ પુસ્તકમાં આપણે જોઇએ છીએ તેમ ખાસ ગૂજરાતના મર્મસ્થાનની તેમની ભાષા અમારા જોવામાં આવી ત્યારે અમને આનંદાશ્ચર્ય ઉત્પન્ન થયું! ખુદ ગૂજરાતના રહેવાશી ગૂજરાતી કવિઓ કદાચ ભાષાની બાબતમાં સ્ખલિત થઈ ગયા હશે પણ બાપુસાહેબ ગાયકવાડનો આ ગ્રંથ તો એમજ કહેવરાવે છે કે તેનો લખનાર જાણે કોઇ શુદ્ધ ગૂજરાતીનો અભિમાની હોય! તેમના લખાણમાં જે ગૂજરાતી ભાષાના રૂઢ અને લાક્ષણિક શબ્દો વપરાયા છે તે વાંચનારને વિસ્મિત કરે એવા છે! જુઓ,—

"અલ્યા જો નાતરાનો ચાલ તારી નાલે રે,
તો તો બાબા ઘડજો પછી બેડા હાથે રે."
"ઓગાળ લીધે તમે હરિ ઝટ પામો."

"અલ્યા ગોર તમે ગામોટાને જાણો સળો રે,
તો તો ગોરપદું જાણો તમે ઘૃતમાં તળો રે."

ઇત્યાદિ જ્યાં જોઇએ ત્યાં દેખાય છે-બાપુસાહેબની કવિતામાં બીજું એક વખાણવા લાયક એ છે કે જે એકજ પ્રાસ અને અનુપ્રાસ તેમણે ઘણાક પદમાં દશ દશ અને બારબાર કડીઓ સુધી મૂક્યા છે તેમાં ક્લિષ્ટતા કે ખેંચતાણ માલમ પડતી નથી! સ્વાભાવિક રીતે પ્રાપ્ત થયેલા એવા સેહેલા પણ ઘણા ન મળી આવે એવા શબ્દોનો તેમણે અનુપ્રાસમાં ઉપયોગ કર્યો છે કે તે જોઇને પ્રાસને માટે શ્રમિત થનારા કોઇ આધુનિક કવિને આશ્ચર્ય લાગ્યા વિના રહેશે નહિ! બાપુસાહેબનાં પદમાં કોઈ જગોએ તાળ તૂટતો નથી કે વિરામનો ભંગ થતો નથી, તેમ તેમાં માત્રાઓનો વધારો ઘટાડો પણ કરવો પડતો નથી; એટલુંજ નહિ પણ કેટલીક જગોએ તો એટલું નિયમિતપણું માલમ પડે છે કે પદની એક લીટીના જેટલા અક્ષર હોય તેટલાજ બીજી બધી લીટીઓના અક્ષર થાય અને તેમ થવાથી તે કોઇ અક્ષરમેળ છંદની પેઠે વાંચી પણ શકાય. જુઓ બ્રાહ્મણશૂદ્રભેદનું પદ ૫ મું તથા ૬ ઠું. એ અને એવાંજ બીજાં કેટલાંક પદ એકત્રીશ અક્ષરના મનહર છંદની પેઠે વાંચી શકાય છે. એમણે જે જે રાગનાં પદ અને ગરબીઓ પસંદ કર્યા છે તે પણ એવાં છે કે જે વાંચનાર વગર શીખવે પણ વાંચીશકે. સારાંશ કે બાપુસાહેબ ગાયકવાડની કવિતા સરળ, સ્ફુટ, મધુર, નિયમિત, અને રસમય છે. કાવ્યરૂપે અવલોકન કરવા જેવો સાહિત્ય શાસ્ત્રને અનુસરતો આ ગ્રંથ નથી તથાપિ જેનું મગજ કવિતું છે તેમાંથી પદ ગરબી પણ રસમયજ નીકળેછે; બાપુસાહેબના આ પદરૂપ ગ્રંથમાં શાંતરસ સંપૂર્ણપણે શોભે છે. શ્રોતાની શમવૃત્તિ એ સ્થાયિ છે, પરમબ્રહ્મ એમાં આલંબન છે, સંસારની ક્ષણિકતા વગેરે ઉદ્દીપન છે, રીજીઆ વગેરેમાં વર્ણેલા જૂદા જૂદા ભાવો એ વ્યભિચારી છે, અને એ સર્વથી શ્રોતાઓની શમવૃત્તિ શાંતરસ રૂપે પરિણામ પામી જાય છે!!

---

॥ श्रीजगदीश्वरायनमः ॥

# बापुसाहेबकृत कविता.

## જ્ઞાનોપદેશનાં પદ.

### પદ ૧ લું.

ગુરૂ મળિયા તે તો હરિગુણ ગાતો રે,
ભાઈ રે ગુરૂ મળિયા તે તો હરિગુણ ગાતો;
મૂરખ સમજણ વિના ફરે છે ધાતો રે,
ભાઈ રે ગુરૂ મળિયા તે તો હરિગુણ ગાતો. ટેક: ૧

દૂધ બોઘુ પૈસાનું શેર મળે છે,
તેને મૂરખ નથી ખાતો;
દારૂ પીધાથકી બટ્ટો લાગે છે,
પડે મોરીઓમાં નિત્ય ઊઠી ધાતો રે. ભાઈ રે૦ ૨

સાકર રૂપિયાની ચાર શેર મળે છે,
તે ખાધે મરદ થાય માતો;
અફીણ રૂપિયાનું ચાર ભાર વેચાય છે,
એ કસુંબો પીએ બીજાને પાતો રે. ભાઈ રે૦ ૩

ભાંડ ભવાઈઆ નાચે ત્યાં બહુ કરીને જાગે,
એને જૂઠી ભાવે છે ઘણી વાતો;
હરિનામ લેતાં ભાઇઓ ઉંઘ આવે છે,

પછે જમની ખાશો ઘણી લાતો રે. ભાઈ રે૦ ૪
સદ્દગુરૂ મળશે ત્યારે મેલ તારો જાશે,
નિત્ય ઊઠીને શું ના'તો;
બાપુ કહે હરિનામને ભજી લ્યો,
સાંધે સાંધો મળી જાશે તાતે તાતો રે. ભાઈ રે૦ ૫

પદ ૨ જું.

ભૂલું પડ્યું છતે દહાડે;
જગત જુઓ ભૂલું પડયું છતે દહાડે. ટેક. ૧
આંધળાની પૂઠે દશ વીસ દોડયા,
જોને પડ્યા તે તો મોટા ખાડે;
અહંકાર આંધળો સાનમાં ના સમજે,
જેમ પાણી બગાડયું પેલે પાડે. જગત૦ ૨
હરિ સચરાચરમાં કહે છે,
જૂઠું કહે છે લબાડે;
સ્વામી સંગે રે દ્વૈતભાવ ભારે,
હા કહીને ના કે' તે ગુરૂ પાડે. જગત૦ ૩
તાન ટપ્પા તાલબંધ ગાય છે,
ચડીને બેઠા મોટે તાડે;
આપ તો છપ્પન દોઢામાં મા'લે,
સામાનો સંશય શું કાઢે? જગત૦ ૪
વાણશે નામી ના વાણશે એ તો સ્વામી,
એમ સાનમાં સદ્ગુરૂજી દેખાડે;

---

૧ તાતે તાતો--ગરમે ગરમ—તાજે તાજો. ૨ આંધળો—અજ્ઞાની (લોભી) ગુરૂ. દ્વૈતભાવ—જૂદાપણું. હા કહીને ના કહે-અદ્વૈત કબૂલ કરીને પાછો દ્વૈતભાવ રાખે. ૪ છપ્પન દોઢામાં—ચોરાશીમાં.

સતનામ બાપુ એમ કરી કહે છે,
કોણ વઢે જૂઠી રાડે. જગત૦ ૫

### પદ ૩ જું.

નિમાજ પઢતાં તો બોલે બિસમિલ્લા રે;
ભાઈ રે નિમાજ પઢતાં તો બોલે બિસમિલ્લા. ટેક. ૧
તીસ રોજ રખતા ઓર મચ્છીઓકું ચખતા,
ઓર બકરેકા કાટતા હે ગલ્લા;
સાહેબકા જીવ બંદે માર કયૌં તેં ડારા,
એ બદી ખાવે દોજખમેં ટલ્લા રે. ભાઇ રે૦ ૨
ખડેકું ન આવે ને પડેકું ન દેખે,
નેકીકી રાહસે ચલ્લા;
ભીસ્તકે ઝરૂખેમે ઓહી મર્દ બેઠા,
જીને નામસે પિછાના અલ્લા રે. ભાઇ રે૦ ૩
દગા કરકે તુને બહોત જીવ મારે,
ઈમાન ચોરકે બનાયા તુને ડલ્લા;
બેટે ઓર બકરેકું બરાબર જાને,
તો સાંઇ કરેગા તેરા ભલ્લા રે. ભાઇ રે૦ ૪
આખરી જવાનીકા બહોત ડર હેગા,

---

૫ બણુશે ઇ૦—જે નાશ પામે તે નામી—નામવાળો—(નામ રૂપ મિથ્યા છે માટે). ૨ તીસ ઇ૦—ત્રીસ દિવસ તો તું રોજો રાખે છે અને પછી માછલાં ચાખે છે! ગલ્લા—ગળું. એ ઈ૦—એ બદી(દુષ્કર્મ)થી તું દોજખ (નરક)માં ટલ્લા ખાઇશ. ૩ ખડેકું ઇ૦—હિંદુઓની મૂર્તિઓ ખડી છે અને મૂસલમાનની કબરો પડી છે, એ બેમાંથી એકની તરફ ધ્યાન આપતાં જે નેકીને રસ્તે ચાલેછે. ૪ ડલ્લા—દોલત.

ઓર સાહેબકી સંગ કરો સલ્લા;
બાપુ કહે નામ એક અલ્લાકા સચ્ચ હે,
ઓર રફેદફે હોયગી તેરી બલ્લા રે. ભાઇ રે૦ ૫

પદ ૪ થું.

કથા સાંભળે ને મન રહ્યું ઘરમેં રે;
ભાઇ રે કથા સાંભળે ને મન રહ્યું ઘરમેં. ટેક. ૧
તે મનસુબા કરેછે ને મણકા ગણે છે,
જુઓ માળા ફેરવે છે એના કરમેં;
એ મન રહ્યું મેલું ને તનને ધૂએ છે,
રાફડો કૂટી નાખ્યો ને સાપ દરમેં રે. ભાઇ રે કથા૦ ૨
આતમતત્વ ચૈત્યા વિના કામ થયું ખોટું,
એ ચૂક પડીછે નારી નરમેં;
મણિ નામ મે'લીને કુશકાને બાઝે,
મૂરખ સમજ્યા વિના નીશા તરમેં રે. ભાઇ રે કથા૦ ૩
ઝાડ ઉપર પક્ષી બેઠો એવો તારો આતમા,
તારૂં મન પેશી ગયુંછે જરમેં;
એ કુટુંબ કબીલો તારે કામ નહિ આવે,
તેં તો માર ખાધો છે ઉંધા કરમેં રે. ભાઇ રે કથા૦ ૪

પદ ૫ મું.

જુઓ સમજ્યા વિના સાહેબને ખોશો રે;
ભાઇ રે જુઓ સમજ્યા વિના સાહેબને ખોશો. ટેક. ૧
કરવાનાં કર્મ તમે મન નથી ધારતા,

---

૫ સલ્લા—સલાહ. ૩ નીશા તરમાં-નીશામાં તર થઇ રહીને.

ન કરવાનાં બીજ તમે ઓશો;
ગુંમાનરૂપી ગધેડે ચઢીને,
ભેંસ મૂકી પાડાને દો'શો રે. ભાઇ રે જુઓ૰ ૨
બળ કરીને બાપજી બાંધીને આણશે,
ત્યાં નિરભે જવાબ શો દેશો;
ખાતાંની ખોટ જુઓ ખપ કરીને ખોળશો,
ત્યારે નયણાં ભરી ભરીને રોશો રે. ભાઈ રે જુઓ૰ ૩
રે'ણી કે'ણી સત્ સાહેબને સાધશો,
જૂઠો જનમ ના જોશો;
સદ્ગુરૂના સંગથકી બાપુ એમ કહેછે,
ત્યારે ભવના ભવને ધોશો રે. ભાઈ રે જુઓ૰ ૪

## પદ ૬ ઠું.

કાળે કાજી ને મુલ્લા ખાધા કરડી,
ભાઈ રે કાળે કાજી ને મુલ્લા ખાધા કરડી. ટેક. ૧
જતિ સંન્યાસી સેવડા ને બ્રહ્મચારી,
મોટા પરમહંસ નાખ્યા ભચરડી;
પીર પેગંબર દેવતા ને દરવેશ,
સાધુ મલંગ મોટા નાખ્યા મરડી રે. ભાઈ રે કાળે૰ ૨
કાનફટા નાથને તો જોતામાં ઝાલ્યા,
જોષી પુરાણી રહ્યાછે ઘણા અરડી;
દાદુ દાનસ્તા કાળે કોઇને ન છોડયા,
નાનક ઉદાસીને નાખ્યા છે ખરડી રે. ભાઈ રે કાળે૰ ૩

---

૨ ઓશો—વાવશો. ૨ મલંગ—ફકીરની એક જાત. ૩ અરડી—આરડીને-બુમો પાડીને.

કબીર કમાલને કોણ ગણેછે,
મોટા ગોસાંઇજી નાખ્યા ઘસરડી રે;
રાણા ને રંક કાળે કોઈને ના છોડ્યા,
ઘેલા મેલાને નાખ્યા ઉતરડી રે. ભાઈ રે કાળે૦ ૪
*
જ્ઞાની અજ્ઞાની બાપુ બોલતા બથાવ્યા,
વૈદ્ય વિવેકીને નાખ્યા છે કચરડી રે. ભાઈ રે કાળે૦ ૫

પદ ૭ મું.

ન જાણશો તે અમો મોટા;
વિચારી જુઓ ન જાણશો તે અમો મોટા. ટેક. ૧
કાચી કાયા તારી ધૂળ મળી જાશે,
જેમ ઊડે દારૂતણા ટોટા;
એક માટીનાં સેવે બનાવ્યાં,
એમ ઘડા ગાગેર ને લોટા. વિચારી જુઓ૦ ૨
ગજીઆણી મુમની ને દોટિયો પેહેરો,
ઝીણા ઓઢો ને શાલજોટા;
ટકા તે ગજની ખાદી તે પેહેરો,
અંતે ધૂમાડાના ગોટા. વિચારી જુઓ૦ ૩
તે હરિની ભક્તિ વિના કાળની છે ફાંસી,
જમ મારશે ઘણા સોટા;
ઉંચ ને નીચ એ તો માયાના ખેલ છે,
એ તો પાણીતણા પરપોટા. વિચારી જુઓ૦ ૪
રાજા ને રંક સહુ ભૂમિમાં જાશે,
પછી ઉપર ચણાશે ઓટા;
સત્નામ બાપુ તે તો સહુથી મોટા,
હરિની ભક્તિ વિના સહુ ખોટા. વિચારી જુઓ૦ ૫

---

૫ બથાવ્યા-લઇ પડ્યા-લેઇ નાખ્યા.
*આ પહેલાંની બે લીટીઓ ખૂટતી હોય એમ લાગે છે.

## પદ ૮ મું.

સમજણની વાત છે ન્યારી રે;
વીરા મારા સમજણની વાત છે ન્યારી. ટેક. ૧
સાકર ને મીઠાની પૂતળી બનાવી,
એ તો બન્ને રૂપાળી છે નારી;
સમજુ અણસમજુમાં ફેર ઘણો છે,
એક ગળી લાગે ને એક ખારી રે. વીરા મારા૦ ૨
રોગી માણસને પથ્ય ઘણી પાળવી,
પણ રોગી તો વસ્તુ ખાય સારી;
કર્મકાંડવાળા એ તો રોગી સર્વે જાણવા,
અનુભવી વૈદ્યથી તો રોગ રહ્યો હારી રે. વીરા મારા૦ ૩
જ્ઞાની સંઘાતે વિવાદ ઘણો કરીએ,
અજ્ઞાનીથી બેશીએ હારી;
ચૈતન્ય મૂકીને જડને શું પૂજો,
ભેદ ભૂલ્યો તે તો શાનો ભેખધારી રે. વીરા મારા૦ ૪
સત્નામ એક છે ને બીજું અવિવેક છે,
સદ્ગુરૂ પર જાઉં હું વારી;
નામ નીરાંત બાપુ દૃઢ કરીને ધારજો,
દે પળમાં તો પાર ઉતારી રે. વીરા મારા૦ ૫

## પદ ૯ મું.

વે'પાર નામનો કરે તે સાચું બાનું રે,
ભાઇ રે વે'પાર નામનો કરે તે સાચું બાનું;

---

૫ ઉતારી દે–ઉતારી દેશે.

ટીલું કરો ન કરો રહે ન છાનું રે,
ભાઇરે વે'પાર નામનો કરે તે સાચું બાનું. ટેક. ૧
બ્રહ્મજળમાં જેણે સ્નાન ઘણું કીધું,
ધર્મ ખોળી ના શકે તેનું પાનું;
અલખની માંહ્ય લખ રાખે સત્ નામની,
એવા સાધુને અમો માનું રે. ભાઈરે વે'પાર૦ ૨
( માટે ) કંઠ માંહિ કંઠી હરિનામ નવ વિસરે,
એ નામ છે ગુરૂજીના ત્યાંનું;
ભેખ મેં લીધો તે બીક કાઢી નાખી છે,
રાત મટી ગઇ ને રંગમાં ઉગ્યો ભાનુ રે. ભાઈરે વે'પાર૦ ૩
ચોકશી હોય તે કીમત જાણે,
જેમ કસોટીમાં કશી લેછે સોનું;
સૂતર ચાર શેર એક પાંચ રૂપીએ શેર છે,
એ તો મૂલ કાંતનારીનું કે રૂનું રે. ભાઇરે વે'પાર૦ ૪
મોટો ધર્મ એજ જીવની દયા પાળવી,
હરિ વિના અણુમાત્ર નથી સૂનું;
પણ નાના ને મોટાનું કામ નથી બાપુ,
ભેદ હરિનો બતાવે એજ જૂનું રે. ભાઇરે વે'પાર૦ ૫

## પદ ૧૦ મું.

સાંઇકા મીલનેકા તો સબકુ લગે પ્યારા રે,
ભાઇ રે સાંઇકા મીલનેકા તો સબકુ લગે પ્યારા;

---

૨ અલખ ઇ૦–અલખ બ્રહ્મમાં સતનામની લખ(લેહે)રાખે. ૫ જૂનું –વૃદ્ધ. ૧ સાંઇ–સ્વામી–હરિ.

એ તો ભેદ રખ્યા હેગા પ્યારે ન્યારા રે,
ભાઈ રે સાંઈકા મીલનેકા તો સબકુ લગે પ્યારા. ટેક. ૧

માલ જો હુતા સો ઘરકા ધણી સબ લે ગયા,
મૂરખ ખેત ઢુંઢ મુઆ સારા;
એમ હિંદુ મુસલમાન મક્કે આર દ્વારકા,
દોર દોરકે પીછે હારા રે. ભાઈ રે સાંઈકા० ૨

વજ્જુ તવજ્જુ કરકે જો નિવાજ પઢતા,
હિંદુ નાહા ધોકે મન મારા,
પણ મન નહિં મુઆ સૈતાન સંસે હેગા,
સચ્ચી બૂટી મિલે જબહી મરે પારા રે. ભાઈ રે સાંઈકા० ૩

માયા નદીકું કોઈક પાર જાવે,
એસી જબરી જો હેગી ધારા;
બાપુ નામ નાવ બેઠા સોઈ પાર જાવે,
આખર ડુબ મુઆ હેગા જો તારા રે. ભાઈ રે સાંઈકા० ૪

## પદ ૧૧ મું.

નામ સમજીને બેશી રહિયે રે,
ભાઈ રે નામ સમજીને બેશી રહિયે;
આત્મા ચીનીને મનમાં મગન થઈએ રે,
ભાઈ રે નામ સમજીને બેશી રહિયે. ટેક. ૧

રામ ને રહેમાન તમે એક ભાઈઓ જાણજો,

---

૧ રખ્યા હેગા—રાખ્યો છે. ૨ સારા—બધું. દોર દોર—દોડી દોડીને. ૩ વજ્જુ તવજ્જુ—હાથ મોં વગેરે ધોવાની એક મુસલમાનની ધર્મક્રિયા. ૩ સૈતાન—સેતાન—દુષ્ટ વિકાર. સંસે—સંશયનો. હેગા—છે. ૪ ધારા—પ્રવાહ.

કૃષ્ણ ને કરીમ એક કહિયે;
વિષ્ણુ બિસમિલ્લામાં ભેદ નથી ભાળ્યો,
અને અલ્લા અલખ એક લહિયે રે. ભાઈ રે નામ૦ ૨
ગફુર ગોવિંદ રહીમ એક તમે જાણજો,
મૌલા માધવ ગુણ ગાઇએ;
હરિ હક્કતાલાનો ભેદ મેં તો જાણ્યો,
હવે ચોરાશી માર નવ સહિયે રે. ભાઇ રે નામ૦ ૩
પરવરદીગાર પરમેશ્વર એક તમે જાણજો,
નબી નારાયણ ચોંટ્યા હૈયે;
ચોખા ને ચાવલ પણ ડાંગર એક છે,
એવું સમજે તેના ચેલા થઇએ રે. ભાઈ રે નામ૦ ૪
બાપુ સાહેબ નામ પાક છે, ને બીજું નાપાક છે,
એવું સમજ્યા કહોને ક્યાં જઇએ;
જે સાધન કરે તેમાં પડે સાંસો,
અમો બ્રહ્મજળમાં તો નિત્ય નહિયે રે. ભાઈ રે નામ૦ ૫

## પદ ૧૨ મું.

આતમારામની સંઘાતે મન મોહોજો;
વીરા મારા મૂળ તપાસીને જોજો રે. ટેક. ૧
અગમપણું ભાઇઓ મેલ સર્વ જાણજો,
એમ સમજીને સંશયને ખોજો રે. આતમા૦ ૨
હિંદુઓ તો તીરથ વ્રત કરે છે;
મુસલમાન તો ધરે છે રોજો રે. આતમા૦ ૩

---

૫ સાંસો–સંશય. ૨ અગમપણું—ગમ ન પડવાપણું.

વાંઝણી તે ગાય અલ્યા દૂધ ક્યાંથી દેશે;
'અનુભવી પુરૂષ દૂઝણી ગાય દોજો રે. આતમા૦ ૪
માટીના ઘાટને શું મોહી રહ્યો છું;
ઘાટ મોટો કે છોટો હોજો રે. આતમા૦ ૫
અલ્યા તીરથ વ્રત સહુ તારાં કરેલાં;
સમજ્યા વિના દોડ્યો તે ચઢ્યો સોજો રે. આતમા૦ ૬
હું પ્રગટ દેવ ભાઈ તમને બતલાવું;
સદ્ગુરૂ દેવને જઈ જઈ પૂજો રે. આતમા૦ ૭
સતનામ સાચું આપુ સંશય સહુ ભાગ્યા;
હવે તો મનડું માણે છે મોજો રે. આતમા૦ ૮

પદ ૧૩ મું.

જેની સુરતા તેમાં જઇને જન્મ ધરતો;
એ તો અજ્ઞાને હીંડે આંથડતો રે. ભાઇ રે જેની૦ ટેક. ૧
દારૂ પીએ તે તો અવગતિ પામે;
ભૂત પ્રેતમાં જઇને ભળતો રે. ભાઇ રે જેની૦ ૨
માંસ માટી ખાય એ તો વાઘ શો ન સરજે;
પછી જીવને મારીને ઉદર ભરતો રે. ભાઇ રે જેની૦ ૩
અફીણ ખાય તે તો નિશ્ચય સર્પ અવતરે;
તે તો દેડકાની પૂઠે હીંડે ફરતો રે. ભાઇ રે જેની૦ ૪
ભાંગ માઝમ ખાય તે તો બોકડો શો ન સરજે;
પછે આકડા ધંતૂરા હીંડે ચરતો રે. ભાઇ રે જેની૦ ૫
પરનારી ભોગવે તે નિશ્ચે નારી અવતરે;
તે રાંડોનાં દલાલાં હીંડે કરતો રે. ભાઇ રે જેની૦ ૬

---

૪ વાંઝણી ઈ૦—મતલબ કે, જડ પદાર્થો સેવવાથી ચેતન આત્માનું જ્ઞાન ક્યાંથી થશે? ૬ તારાં કરેલાં—તેકલી કાઢેલાં—જીવકૃત.

ચોરી ચાડી એને કંઠે બાંધી છે;
પછે લખચોરાશીમાં ફરતો રે. ભાઈરે જેની૦ ૭
બાપુ કહે સત નામને ભજી લે;
સીધું સમજ્યો તે તો ભજન કરતો રે. ભાઇ રે જેની૦ ૮
કદી ભજનમાં ભૂલ પડે તો;
જેમ તારો ગગનમાંથી ખરતો રે. ભાઇ રે જેની૦ ૯

## પદ ૧૪ મું.

કાણાને કાણું કહિયે તો લાગે કડવું;
એને સાચું કહિયે તો મૂઝે વઢવું રે. કાણાને૦ ટેક ૧
મૂળ મર્મ માટીનો એક કરી જાણો;
મુસલમાન ખુદનું કહે હિંદુ ચડવું રે. કાણાને૦ ૨
માટોડીના ગણપતિ ને કામડાનું તાબૂત;
બારે મહિને એને ફરી ઘડવું રે. કાણાને૦ ૩
નાહિ ધોઈ એની સેવા કરે;
એને કાગળથકી જોને મઢવું રે. કાણાને૦ ૪
ઢીંગલાંની રમત પેલાં છોકરાંને વા'લી;
ભાગી નાખે તો તરત આવે રડવું રે. કાણાને૦ ૫
નાદ બુંદ એક છે જમનો હાથ એક છે;
એક છે મરવું ને અવતરવું રે. કાણાને૦ ૬
મુસલમાનને દોજકની ખાણ છે;

---

૯ જેમ ઇ૦–જેમ આકાશમાંથી તારો ખરે છે તેમ પાછો અધોગતિ પામે છે.

૨ ચડવું–નાનો ચૈડવો. ૬ નાદ–પ્રાણ અપાનના સંયોગથી જે મેઘ ધ્વનિ જેવો શબ્દ થાય છે તે. બુંદ–અમૃતબિંદુ ( તાલુના છિદ્રમાંથી પડે છે તે ). એ બન્ને પરમાત્મા સ્વરૂપમાં એકજછે. અથવા નાદ–શબ્દ અને બુંદ ( બિંદુ–વીર્ય )ધાટ. –જમનો હાથ એક છે–એકજવાર તે મારે છે.

હિંદુને ચોરાશીમાં ફરવું રે. કાણાને૦ ૭
સતનામ સમજે બાપુ ધન્ય એની મૂછને;
મૂછ વિના મોઢું લાગે અડવું રે. કાણાને૦ ૮
બાપુ કહે સતનામને ભજીલ્યો;
જેને છૂટે દુઃખપટેથી ફરવું રે. કાણાને૦ ૯

## પદ ૧૫ મું.

રાંડે કર્યો છે જીવ ગાંડો;
જુઓની ભાઈઓ રાંડે કર્યો છે જીવ ગાંડો. ટેક. ૧
કૌરવ પાંડવની ફોજો ચાલી;
રામ રાવણ વઢયા તે બે રાંડો. જુઓની૦ ૨
હાજી હુસનનાં માથાં કપાયાં;
ચંદ્રમા થયો અંગ ખાંડો. જુઓની૦ ૩
નારીને કાજ કૃષ્ણ નારી થયા છે;
રૂકમૈયો થયો મૂછે બાંડો. જુઓની૦ ૪
નારીને કાજ શિવ નગ્ન થઇને નાચ્યા;
એવી વાતો તે સર્વે છાંડો. જુઓની૦ ૫
નારદ નામ મૂકીને નારી માગો છે;
પેહેલે હતો એ તો વાંઢો. જુઓની૦ ૬
નારદ નારી એ તો ખાશી બની છે;
પછે છોકરાં જણ્યાં એક ટાંડો. જુઓની૦ ૭
નારીને કાજે ઇંદ્રિ બિલાડો થયોછે;
ગૌતમ ઋષિને ઘેર પગલાં માંડો. જુઓની૦ ૮

---

૭ ટાંડો–પોઠ મતલબ કે ઘણાં.

અલખ નામ ભજે બાપુ નાર તેની લૂંડી;
પછે નારનો થયો છે નર લોંડો. જુઓની૦ ૯

## પદ ૧૬ મું.

શાન્તિ પમાડે તેને તો સંત કહિયે;
એના દાસના તે દાસ થઇને રહિયે રે. ભાઇ રે શાન્તિ૦ટેક. ૧
કલ્પવૃક્ષ સેવ્યે દાળિદ્ર રહ્યું ઊભું;
ત્યારે તેના તો ગુણ શીદ ગાઇએ રે. ભાઇ રે શાન્તિ૦ ૨
રાજાની ચાકરી નિત્ય રહી ઉભી;
ત્યારે પારકી તો વેઠ શીદ વહિયે રે. ભાઇ રે શાન્તિ૦ ૩
વિદ્યાનું મૂળ જ્યારે પૂરૂં મા ભણાવ્યું;
ત્યારે પંડયાનો માર શીદ ખાઇએ રે. ભાઇ રે શાન્તિ૦ ૪
લીધો વળાવો ને લૂંટવા રે લાગ્યો;
ત્યારે તેની સંઘાતે શીદ જઈએ રે. ભાઇ રે શાન્તિ૦ ૫
વૈદ્યનો સંગ કરે રોગ રહ્યો ઊભો;
ત્યારે વૈદ્યની તે ગોળી શીદ ખાઇએ રે. ભાઇ રે શાન્તિ૦ ૬
કીધી બાંધણી ને માથું વઢાવે;
ત્યારે તેને તે ઘેર શીદ જઇએ રે. ભાઇ રે શાન્તિ૦ ૭
નામ અનામ સદ્‌ગુરૂ બતાવ્યું;
તે નામ ચોંટયું છે મારે હઇએ રે. ભાઇ રે શાન્તિ૦ ૮
બાપુ તેની કાયા તો નરવો સ્નેહ છે;
અમે એવા સ્વામીને લેઇને રહિયે રે. ભાઇ રે શાન્તિ૦ ૯

---

૯ અલખ-અલક્ષ્ય-બ્રહ્મ. ૮ અનામ-સારૂં. ૯ નરવો-કેવળ.

## પદ ૧૭ મું.

પંડિતે ખેલ બગાડયો;
આ જીવનો તો પંડિતે ખેલ બગાડયો. ટેક ૧
તેં કરમા ધરમો તો બે મારગ કીધા;
પાપ પુણ્યરૂપી ભ્રમને જગાડયો. આ જીવનો૦ ૨
તેં મરવા અવતરવાની દોરી ગળે બાંધી;
પછી લખ ચોરાશી ઢોલ વગાડયો. આ જીવનો૦ ૩
અંધારામાં લૂંટવાની બીક લગાડી;
અને મધરાતે જઇને જગાડયો. આ જીવનો૦ ૪
તે જાગતો હોય તો કોઇને પૂછી જુએ;
જાણી જોઇને કૂવામાં ઠેલી પાડયો. આ જીવનો૦ ૫
તે રાજ પામવાને કાજ તપ કરે;
તેં તો પંચાગ્નિ ધૂણી તપાડયો. આ જીવનો૦ ૬
સંશયરૂપી મરકટને ગધેડે બેસાડી;
પેલા દાદુરને ઘેરઘેર નચાડયો. આ જીવનો૦ ૭
તે સુરજ પ્રતિબિંબ બિંબ નહિ દીસે;
થડ મૂકીને ડાળે વળગાડયો. આ જીવનો૦ ૮
બાપુ સાહેબ કહે સતનામ સમજ્યો તેને;
પંથમાં ન આવે આડો વાડયો. આ જીવનો૦ ૯

## પદ ૧૮ મું.

ભેદ નામનો તો ગુરૂદેવ જાણે રે,
ભાઇ ભેદ નામનો તો ગુરૂદેવ જાણે;

---

૮ તે ઇ૦-તેને સૂર્યનું પ્રતિબિંબ કયું અને બિંબ કયું તે દીસતું નથી અર્થાત્ જીવ અને બ્રહ્મનું સ્વરૂપ તે જાણતો નથી.

મૂરખ સમજ્યા વિના મત તાણે રે;
ભાઇ ભેદ નામનો તો ગુરૂદેવ જાણે રે. ટેક. ૧
મનખા દેહ અમૂલ્ય તારે હાથ આવી છે;
તું તો સમજી લેને આ ટાણે રે. ભાઈ ભેદ૦ ૨
આંધળા લૂલાને ગુરૂ પાર ઉતારે;
તે તો બેસાડે નામને વા'ણે રે. ભાઈ ભેદ૦ ૩
તીરથ વ્રતમાં સાંસો પડે છે;
તું તો મરી ગયો વૃદ્ધિને હાણે રે. ભાઈ ભેદ૦ ૪
ખટ કરમમાં ઝાઝો ઘૂંચવાયો;
ફરી વીંછી ચઢાવ્યો છે છાણે રે. ભાઈ ભેદ૦ ૫
સીધું સમજે તો ભાઈ વન શીદ સેવે;
રાજ મૂકી દીધાં મોટે મોટે રાણે રે. ભાઇ ભેદ૦ ૬
નામીને નામનો ભેદ જેણે જાણ્યો;
તે તો બેઠા હીરાની ખાણે રે. ભાઈ ભેદ૦ ૭
સચરાચરમાં એક દીઠો આતમા;
બીજો દષ્ટે એ તો નવ આણે રે. ભાઈ ભેદ૦ ૮
હું તો ગુરૂ કૃપાથી સીધું સમજાવું;
બાપુ કૈવલ્ય પદને માણે રે. ભાઈ ભેદ૦ ૯

પદ ૧૯ મું.

નામ સાહેબનું છે સાચું;
બીજું જે જે કરે તે કાચું રે. ટેક. ૧
મુસલમાન રોજા કરે ને તસબી;

૪ સાંસો—સંશય કે વેલા. વૃદ્ધિ ને હાણે—નફા નુકસાનમાં. ૨ તસબી—
મ.બા.

હિંદુ છે વ્રત માળાના કસબી રે. નામ૦ ૨
મુસલમાન સરોદા કરે છે પાણે;
હિંદુ તો નાક લીંટીઓ તાણે રે. નામ૦ ૩
મુસલમાન મક્કે મદીને ફરતા;
હિંદુ પણ ચારે ધામ આથડતા રે. નામ૦ ૪
મુસલમાન શુબરાતનું ભરે પાણી;
હિંદુ તો કાગવાસ નાખે તાણી રે. નામ૦ ૫
મુસલમાન બકરી મારે ઈદે એવી;
હિંદુને દશરા આવી છે તેવી રે. નામ૦ ૬
મુસલમાન માથું મુંડી નાખે;
હિંદુ તો મૂછો ચોટલી રાખે રે. નામ૦ ૭
મુસલમાન તાબુત કરવા ચાલે;
હિંદુ હોળીની ધૂળ માથે ઘાલે રે. નામ૦ ૮
મુસલમાન બ્રાહ્મણ મુઆ મત તાણી;
બંનેના ઘરમાં છે સુલ્લાણી રે. નામ૦ ૯
જનોઇ ને સુનતા બની છે ન્યારી;
ચતુર તમે મનમાં જુઓને વિચારી રે. નામ૦ ૧૦
મરણ અને જનમ નહિ તે સહી;
એવું તમે સમજો મનડા માંહી રે. નામ૦ ૧૧
દશ અવતાર તો ગયા જે ઘરમાં;
સમજે તેની વાંચ્છા તે નરમાં રે. નામ૦ ૧૨
નામ ને ગુણ રૂપથી છે ન્યારો;
બાપુ કહે તે છે અમારો પ્યારો રે. નામ૦ ૧૩

૨ તસબી–માળા. ૫ શુબરાત–ચાંદરાતને દિવસે ફાતિયો પાડે છે તે.
૯ સુલ્લાણી–અલ્લા (!)

## પદ ૨૦ મું.

અમે બગડચા અમે બગડચા લેજો જાણી રે;
ભાઈ અમે બગડચા અમે બગડચા લેજો જાણી.
આ જડ જીવને તો ગમે નહિ રૂડી વાણી રે;
ભાઈ અમે બગડચા અમે બગડચા લેજો જાણી. ટેક. ૧
કલેડાના સંગથકી જાર જોને બગડી;
પડી ધૂળમાં અને તે થઇ ધાણી રે. અમે૦ ૨
ઉગ્યાતણો અભ્યાસ મટી ગયો;
એવી મટી કરમની તો કા'ણી રે. અમે૦ ૩
લવારના સંગથકી લોઢું જોને બગડચું;
થઈ તરવાર અમૂલ્ય ચઢ્યું પાણી રે. અમે૦ ૪
અગ્નિના સંગથકી કાષ્ટ જોને બગડચું;
એના નામની તે ના રહી એંધાણી રે. અમે૦ ૫
પારસના સંગથકી પથ્થર જોને બગડચો;
થયો પારસ તે જાણે કોક જ્ઞાની રે. અમે૦ ૬
તમે બગડો તો ભાઈ એવા બગડજો;
ત્યારે તો મટે ચોરાશીની જે ઘાણી રે. અમે૦ ૭
સદ્‌ગુરૂના સંગથકી સેવક જુઓ બગડચા;
જેણે સતનામ લીધું છે છાણી[8] રે. અમે૦ ૮
નીરાંતના સંગથકી બાપુ જુઓ બગડચા;
જેણે આત્મા લીધો છે માણી[9] રે. અમે૦ ૯

## પદ ૨૧ મું.

ભાઇ રે જુઓ વિચારીને શબ્દ તમે બોલો;

---

૮ છાણી-છાણીને-છણીને-અસતને દૂર કરીને. ૯ માણી-અનુભવી.

તે સમજે તેને તો વાગે ધોલો રે. ટેક. ૧

મનષા દેહ હીરો તારે હાથે આવ્યો છે;
તેને શીદ ધૂળમાં રોળો રે. ભાઇ રે૦ ૨

આત્મા પરમાત્માનો ભેદ નથી જાણ્યો;
પ્રાણી તું તો રહ્યો છેક ઢોલો રે. ભાઇ રે૦ ૩

દખા દખી કરે તેને તો કહીએ આંધળો;
મેલી શેલડી શરોડાં શીદ છોલો રે. ભાઇ રે૦ ૪

પોતે ન સમજે કોઈનું કહ્યું નવ માને;
ફૂંક પાર પડી ગઈ ને વાંસ પોલો રે. ભાઇ રે૦ ૫

એક સોનું તો દશ બારે વેચાય છે;
કુંદન તો બાવીશનો તોલો રે. ભાઈ રે૦ ૬

એમ સરસ નરસની કીમત ન કીધી;
એ તો માનવી નહિ નિશ્ચે ગોલો રે. ભાઈ રે૦ ૭

તેજી તો એક ચાબખો કેમ વેઠે;
અજ્ઞાની તો શબ્દમાં ડોલ્યો રે. ભાઈ રે૦ ૮

બાપુ સત્‌નામ સમજ્યા તેને તો શું કહીએ;
પણ ટટ્ટુને વાગ્યો છે ટોલો રે. ભાઇ રે૦ ૯

## પદ ૨૨ મું.

જોર જવાનીમાં ભૂલી ગઈ છે માળા;
સારી ભુંડી કાયાના થશે લાળા રે. ટેક. ૧

ગોરી જેની ચામડી તે મોઢું મરડે છે;

---

૫ ફુંક ઈ૦—પોલા વાંસમાંથી જેમ ફૂંક પાર પડી જાય છે તેમ મૂર્ખ પણ આ કાને સાંભળી પેલે કાને કાઢી નાખે છે.

૯ ટોલો–ટોલ્લો–ટકોરો.

કાળીના પાડે છે ચાળા રે. જોર જવાનીમાં૦ ૨
હરિનું ભજન કરે તેને કહીએ ગોરી;
કાળી કુબજાને મળ્યા છે ગોપાળા રે. જોર જવાનીમાં૦ ૩
ચાર થાય ભેળીઓ ને કજીઓ કરે છે;
ભાત ભાતના કાઢે છે ટાળા રે. જોર જવાનીમાં૦ ૪
ભક્તિ નથી કરતી એ તો નિંદા કરે છે;
ડોળા ફેરવે છે લીલા ને પીળા રે. જોર જવાનીમાં૦ ૫
ઘોડા પર બેઠા તે તો અહંકારના ભરેલા;
તેની નજરમાં ન આવે પાળા રે. જોર જવાનીમાં૦ ૬
હાથી ઘોડા એ તો સર્વે ધૂળ મળશે;
મોટા મોટા ગયા મોટમવાળા રે. જોર જવાનીમાં૦ ૭
હરિના ભજન વિના સરવે દીઠા દુખિયા;
જેને હૃદે સંશયની છે જ્વાળા રે. જોર જવાનીમાં૦ ૮
પણ બાપુ કહે હરિનામને ભજી લે;
તેમને સદ્‌ગુરૂ મળ્યા છે રૂપાળા રે. જોર જવાનીમાં૦ ૯

## પદ ૨૩ મું.

કાચા દૂધનું જે કરો તે થાશે;
વચળમાઇ ગયું તેને તો કોણ ખાશે રે. ટેક. ૧
કાન ફુંકાવીને કાજી થયો છે;
એ તો સંવાદ કરવાને ધાશે રે. કાચા૦ ૨
દાસપણું રાખે તો ગુરૂ થાય રાજી;
સંવાદ કર્યે તો અવળું તારૂં જાશે રે. કાચા૦ ૩
પીતળની ગાયને તું ચોરીને લાવ્યો;
એ પીતળની ગાય ક્યાંથી વાશે રે. કાચા૦ ૪

*પથ્થરની હોડી પર ચઢીને તું બેઠો;
એ તો બમણાં ગોથાં ભાઈ ખાશે રે. કાચા૦ ૫
માટે કાશી દ્વારકા કયાં સુધી જાવું;
જ્યાં સુધી હરિ નથી ઓળખ્યા પાસે રે. કાચા૦ ૬
આત્મા ચીન્યો તેને સર્વે સમાન છે;
તે બાપુ નિજનામના ગુણ ગાશે રે. કાચા૦ ૭

## પદ ૨૪ મું.

ચળેલી નારી તે નવ રહે ઢાંકી;
તેની ચાલ, બોલી, ને આંખ[1] પાકી રે. ટેક. ૧
ચળેલા પુરૂષનો ભેદ બતાવું;
ભાઈઓ અકડો ચાલે ને બોલી વાંકી રે. ચળેલી. ૨
અહંકારરૂપી એને વૈદ્ય મળ્યા જૂઠા;
એને કદીએ ન લાગે ટાંકી રે. ચળેલી૦ ૩
દારૂ પીધેલો કદી નવ રહે ઢાંક્યો;
જો મારે ઇલાયચીની ફાકી રે. ચળેલી૦ ૪
લથડિયાં ખાયછે ને બોલે ગલ્લાંતલ્લાં;
ઝાઝો પીએ તો મરે ઓકી રે. ચળેલી૦ ૫
કસ્તુરીનો અલ્યા વિવેક બતાવું;
વીશ રૂપિયાની તોલો આંકી રે. ચળેલી૦ ૬
પેટીમાં ઘાલીને તાળું મારે કદી;
તોય ચોદશ રહેછે બહેકી રે. ચળેલી. ૭
બાપુ હરિનામ જાણે તે તો સત્ય વેણ બોલે;
કદીએ ન જાય એ તો બહેકી રે. ચળેલી૦ ૮

---

૧ પાકી–પક્કાઇવાળી. ૮ બેહેકી–વંઠી.

ઓછી જેની બુદ્ધિ તે તો ઓછું વેણ બોલે;
દાન આપે તો વાવે શેકી રે. ચળેલી૦ ૯

## પદ ૨૫ મું.

ભાઇ રે હરિનામની ટેક તમે ઝાલો;
બીજું ભૂખ્યાને ભોજન આલો રે. ટેક. ૧
કોટિ સાધન ના આવે નામના તોલે;
બંનેને કાંટામાં ઘાલો રે. ભાઇ રે૦ ૨
નામ વધે તેની શાસ્ત્ર શાખ દે છે;
જાણી જોઈ શીદ થયો છે કાલો રે. ભાઇ રે૦ ૩
( અંતે ) આંબા ઉપર ચઢવું ને કેરી ઉતારવી;
શીદને તે ફાંસો પાલો રે. ભાઇ રે૦ ૪
બીજાં સહુ સાધન પાલા જેવાં જાણજો;
હરિનામ સમજે તે મારો વા'લો રે. ભાઇ રે૦ ૫
આંખોને ખુંદો ને દમને રૂંધો;
કાનમાં તે પુમડાં ઘાલો રે. ભાઇ રે૦ ૬
જ્યાં જાઓ ત્યાં પથ્થર ને પાણી;
ગમે તો લાખો ગાઉ ધરતી ચાલો રે. ભાઇ રે૦ ૭
આતમા ચીન્યો તે તો ટેક સાચી;
હરિ સભર ભર્યો છે નથી ઠાલો રે. ભાઇ રે૦ ૮

---

૯ વાવે શેકી ઈ૦—શેકીને વાવે તે ધાન્ય ઊગે નહિ, તે જે દાન આપે તે પણ એવી રીતે આપે કે તેનું ફળ થાય નહીં.

૪ પાલો—પાંદડાં. પાંદડાં શું કરવા ફાંસો છો ? ૬ ખુંદો—અર્થાત્ મીંચો.

સતનામ બાપુ સદ્દગુરૂએ ઓળખાવ્યું;
તમો સંત સગતમાં મા'લો રે. ભાઇ રે૦ ૯

## પદ ૨૬ મું.

ના સમજે તે બરાબર કરે છે;
ભાઇ રે ના સમજે તે બરાબર કરે છે. ટેક. ૧
છાશ ને દૂધ બંને છે ધોળાં;
તે દૂધને તો સહુ જગત લે છે રે. ભાઇ રે ના૦ ૨
દહીં વલોવી માખણ ઘરમાં મેલે છે;
પછી છાશને તે વેચી દેછે રે. ભાઇ રે ના૦ ૩
કેસર ને હળદર બંને છે પીળાં;
હળદર કેસર બરાબર કહે છે રે. ભાઈ રે ના૦ ૪
હળદર રૂપીઆની આઠ શેર મળે છે;
કેસર તોલાના બે વસુ લે છે રે. ભાઇ રે ના૦ ૫
નિર્ગુણ ને સગુણ એ બંનેથી ન્યારો;
જ્યાં મુક્તિજી પાણી ભરે છે રે. ભાઈ રે ના૦ ૬
મૂરખને તો ગુંચવણ ઘણી પણ;
જ્ઞાની મન મગન થઈ રહે છે રે. ભાઇ રે ના૦ ૭
સાચું એ મોતી ને જૂઠું એ મોતી;
જુઓ દરિયામાં છીપ રહે છે રે. ભાઇ રે ના૦ ૮
સાચું મોતી તો બાપુ નામ આવ્યું હાથમાં;
સદ્દગુરૂની સાન વિના મીણિયાં તે છે રે. ભાઈ રે ના૦ ૯

## પદ ૨૭ મું.

નકટાંની વાત છે ન્યારી;
જુઓની ભાઈ નકટાંની વાત છે ન્યારી. ટેક. ૧

---

૯ મીણિયાં—( મોતી ).

કર્ત્તા પરમેશ્વર તેને નથી માનતો;
માતા છે રે મારી માડી રે. જુઓની ભાઈ૦ ૨
હરિવર મે'લીને એ તો માયાને મોહ્યો;
એનું નાક નાખોની વાઢી રે. જુઓની ભાઈ૦ ૩
સાધુને મારે ને સગાં જીવાડે;
મારે પાડો ને ઉછેરે પાડી રે. જુઓની ભાઈ૦ ૪
સ્વારથમાં એણે આત્મા ન ચીન્યો;
એણે ભવની ભેલાડી વાડી રે. જુઓની ભાઈ૦ ૫
માત પિતાની સેવા નથી કરતો;
મોહ પામ્યો આણેલી લાડી રે. જુઓની ભાઈ૦ ૬
મંતર શિખ્યો ને એ તો મૂઠો મારે છે;
નથી જાણતો મૂર્ખ સાહેબની વાડી રે. જુઓની ભાઈ૦ ૭
નકટા હોય તેને નકટા રે કહીએ;
એણે પાપની ધજા ગાડી રે. જુઓની ભાઈ૦ ૮
બાપુ કહે રે હરિ નામનું પારખું;
એની બળી મૂછો ને ધિઃક દાઢી રે. જુઓની ભાઈ૦ ૯

પદ ૨૮ મું.

ટેક રાખે તેઉને પદ પે'લું;
'સેહેજે થાય તે ભજન સે'લું રે. ટેક. ૧
કાશી દ્વારકા હું જઈ આવ્યો;
એવું લોક કહે છે ઘે'લું રે. ટેક રાખે૦ ૨
મેલું હતું લૂગડું ને મેંશ ઘણી ચોળી;
એ તો બમણું થયું છે મેલું રે. ટેક રાખે૦ ૩

---

૮ ગાડી—દાટી—રોપી.

માળા ફેરવું ને નાહ્યાનો નીમ છે;
દરશનની* ટેક ના મેલું રે. ટેક રાખે૦ ૪
બોલતાને તું ભૂખે મારે છે;
તારૂં કામ કેમ થાશે વેલું રે. ટેક રાખે૦ ૫
એવી આ છે દુનિયા ને અંધી ગાય છે;
ચાટે છે વાછરડું પેલું રે. ટેક રાખે૦ ૬
તાંબા રૂપા ને પીતળની મૂરતી;
ભાન ભૂલી ગયો પોતાનું કરેલુ રે. ટેક રાખે૦ ૭
જોની તપાસી જીવતું મનમાં;
આ સર્વ આત્માનું કરેલું રે. ટેક રાખે૦ ૮
બાપુ કહે વિચારી એજ નિજ નામ છે;
સદ્ગુરૂની સાથે જડેલું રે. ટેક રાખે૦ ૯

## પદ ૨૯ મું.

નટવર વર પર વારી,
સંતો રે ભાઇ નટવર વર પર વારી;
વાકો ભેદ બન્યો ભર્મ ભારી રે. ટેક. ૧
શિવશંકરાદિક ધ્યાન ધરત હે;
(આપે કર્ત્તા આપે હરતા) આપે નર ને નારી રે. સંતો રે૦ ૨
ચોરાશી રૂપે ધર્યા વિશ્વંભર;
ભેદ હી દેખો બિચારી રે. સંતો રે૦ ૩
અનુભવી કો દેશ હે ન્યારો;
આત્મા સાધન ગતિ ન્યારી રે. સંતો રે૦ ૪

૬ અંધી ૪૦—તે આંધળી ગાય સરખી છે કેમકે ગાય પ્રથમ જન્મેલું વાછરડું ચાટવા માંડે છે.

દાસના દાસ બાપુ ભક્ત ગુરૂ ધીરા;
શબ્દ ભેદ ઘાવ કારી રે. સંતો રે૦ ૫
સુરત ક્ષણ ભર દેખ વિશ્વંભર;
અમર નર રહી ધારી રે. સંતો રે૦ ૬

## પદ ૩૦ મું.

## રાગ ગોડી.

રામનામ લેહે લાગી રે,
સંતો રે ભાઈ રામનામ લેહે લાગી;
ભાખે ભેદ ભ્રમણા ભાગી રે. ટેક. ૧
અજપા નિશ દિન જાપ થાય છે;
ઘટ ઘુંઘટ જોઈ જાગી રે. સંતો રે૦ ૨
વૃંદાવનમાં રાસ રચ્યો છે;
શરણાઈઓ ભૂંગળ વાગી રે. સંતો રે૦ ૩
ઉન્મુનિ મંદિરસે જન નિધિ;
પ્રવૃત્તિ નારી ભાગી રે. સંતો રે૦ ૪
ભમર ગુફામાં પોતે બિરાજે;
દીઠા શ્યામ સોહાગી રે. સંતો રે૦ ૫
દાસના દાસ બાપુ ભક્ત ધીરા;
સુધારસ લીધો માગી રે. સંતો રે૦ ૬
સચરાચરમાં મેં જોયા વિશ્વંભર;
લક્ષ ચોરાશી ત્યાગી રે. સંતો રે૦ ૭

---

૫ શબ્દ ઈ૦—શબ્દના ભેદરૂપી ઘા કરનાર ગુરૂ છે.
૨ અજપા—શ્વાસોચ્છ્વાસ રૂપી. ૪ ઉન્મુનિ—પાંચમી અવસ્થા. ૬ સુધારસ—અમૃત. ૪ જનનિધિ—( ? ).

## ધર્મવેશઅંગનાં પદ.

### પદ ૧ લું.

સંતો જુઓ ધરમના ઢોંગીનું તરવું;
ધ્યાને ધારે પરાયું ધન તો હરવું રે. ટેક. ૧
ફેંટો ભાઇ બાંધે એ નેનબાણ સાંધે;
જાણે લાગે ન વાન મારૂં વરવુ રે. સંતો જુઓ૰ ૨
એ આપો મોટો ભક્ત ધારે મુક્તિ બોટો મેંતો;
ધીંગા ધણીને ધ્યાન ધરી ધરવું રે. સંતો જુઓ૰ ૩
સંતો સમજો રે તમે શીખામણ મારી;
આવે તાજીઆમાં કાચંડાને મરવું રે. સંતો જુઓ૰ ૪
ગુરૂ ધારી ભોળા રે ગોથાં તો ખાય છે;
પણ હું તો નફટને ફટ ફટ ફરવું રે. સંતો જુઓ૰ ૫
તન મન ધન અલ્પા તજીશ ત્યારે;
લાગે તને નામનું તે નૂરડું નરવું રે. સંતો જુઓ૰ ૬
બાઇ આવી બેસો ને ભાઇ માંહી પેસો;
એ તો જોઇ કાળ મૂકો તમે ફરવું રે. સંતો જુઓ૰ ૭
ધ્યાન અલ્યા ચૂકયો ને મમતા ના મૂકયો;
લાગ્યું ગોથું ખાવાનું તને ગરવું રે. સંતો જુઓ૰ ૮
ગાડીમાં ગુરૂ બેઠા લાડીમાં લે'ર લાગી;
ખાંતે ભૂલ્યા તે એક દિન ખરવુ રે. સંતો જુઓ૰ ૯

---

૩ ધરવું—તૃપ્ત કરં. ૫ ભોળા—( ભકતો ). ૬ નામનું—હરિ નામનું. નૂરડું ( નૂર )—તેજ. નરવું—વિકાર રહિત.

૮ ગરવું—ભારે. ૯ ખાંતે ઈ૰—એક દિન ખરવું ( મરી જવું ) છે તે તો ખાંતથી ભૂલી ગયા છે!

સત નામ બાપુ, લે છે દાણી બની દાપું એ તો;
રહ્યું ચોરાશીના ચારડામાં ચરવું રે. સંતો જુઓ૦ ૧૦

પદ ૨ જું.

અલ્યા તું તો વિશવારો નવ રે'શ;
એવા ઢોંગીને ગુરૂ શીદ કે'શ રે. ટેક. ૧

અલ્યા કેસર લગાડે ને છાપાં લગાડે;
વળી લગાડે પિયારી મેશ રે. અલ્યા૦ ૨

તેલ લગાડે અંગ ફુલેલ લગાડે એ તો;
હોળે જુલફા ને હોળે કેશ રે. અલ્યા૦ ૩

કેમ કરી હું તો સારો દેખાઉં;
બાણી ઠાણી બેશા બેશ રે. અલ્યા૦ ૪

ભાઇ મુગત થાવા મારગ ખોળે;
એ તો ભાગવત સુણે બેશ રે. અલ્યા૦ ૫

સુખડીઓ સદગુરૂ શોધો તમે ભાઈ;
ના કરો રાંધી રાંધીને તમે ઘેંશ રે. અલ્યા૦ ૬

નામ નિરંતર રટો મન માંહી;
જો પોરો વરતીને જવું પેશ રે. અલ્યા૦ ૭

ઉપર્ણો ન તારે અલ્યા પટકો તો મારે ભાઈ;
ખુસામત મૂકો ઉપાડવા ખેસ રે. અલ્યા૦ ૮

ઢોંગી ગુરૂ જોઇ ચરચર બળે ચિત્ત મારૂં;
તમે વધેરો ભૂરૂ એ નેશ રે. અલ્યા૦ ૯

સત નામ બાપુ હું તો સમાધિને રાપુ અલ્યા;
એ તો ભૂલશે પિયારો દેશ રે. અલ્યા૦ ૧૦

---

૧૦ ચારડા—ક્યારડા. ચરવું-જવું. ૨ પિયારી-પ્યારી. ૫ મુગત-મુક્ત. ૭ પોરો-સમય. પેશ-કેડ-પરિણામે. ૯ ભૂરૂ ઈ૦ એ નેશરૂપી ભૂરૂ કોહોળું. વધેરો-કાપી નાખો.

## પદ ૩ જું.

ઓગાળ લીધે તમે હરિ ઝટ પામો;
અલ્યા એ તો જૂઠો છે દાવ દદામો રે. ટેક. ૧
ઓગળ્યા વિના અલ્યા ઓગળ શું કરશો;
એ તો તમે એઠું ખાઇ ધર્મ ધામો રે. ઓગાળ૦ ૨
અર્પણ કર્યાની અલ્યા વાતો અનાડી;
એ તો ખાડી ખોલવી રાખી છે ખામો રે. ઓગાળ૦ ૩
ટેક રાખો અલ્યા દાખું તેવી ભગતો;
જેમ પેલો તરી ગયો દરજી નામો રે. ઓગાળ૦ ૪
દોડવું ને પડવું મૂકજો આથડવું;
વિણ સમજ્યે જેજેતણાં કામો રે. ઓગાળ૦ ૫
માનો જો મારૂં તો નવ જાય કાંઇ;
ચમડી તોડી તોડીને મેલ્યા દામો રે. ઓગાળ૦ ૬
અલ્યા પૂમડાં ઘાલી ઘાલી બેરાજ થાયે;
તોયે મળતો નથી તેને શામો રે. ઓગાળ૦ ૭
વસંત ખેલે અને હોરીઓમાં રેલે;
એ તો મૂકો ફજેતો નકામો રે. ઓગાળ૦ ૮
સાંચ્યું સંચ્યું કાંઇ નિષ્ઠા ધરીને;
એ તો ઢોંગી ગુરૂની વાણીએ વામો રે. ઓગાળ૦ ૯
બાપુ નામ સાચું એક નીરાંતને જાચું હું તો;
કાચું બાળો ઢોંગી (ગુરૂ) ઘાલ્યો જેણે ભામો રે. ઓગાળ૦ ૧૦

---

૨ ધામો–ધમી મારો છો. ૩ ખામો–ખામોશથી. ૭ પૂમડાં ઘાલીને—હઠ યોગનો એક પ્રકાર સાધવામાં. ૧૦ ભામો—ભટકવારૂપ.

## પદ ૪ થું.

થાઓ અલ્યા કદીજ ભાઇ તમે ભંગી;
તો તો થાય દેહડી તમારી જંગી રે. ટેક. ૧
મસ્ત બની રે'વું કોઇને નવ કે'વું;
રાખવી દેહ અહોનિશ નંગી રે. થાઓ. ૨
મશાણમાં વસવું ને ચોટેલા ન ચસવું;
તો તો થાય દેહડી તમારી અભંગી રે. થાઓ૦ ૩
ભેદા ભેદ ભૂલવો ને મારૂં તારૂં દૂલવો જો;
વળી નવ ગણવાજ બ્રાહ્મણ ભંગી રે. થાઓ૦ ૪
ભજો ભાઇ શંકરા જે નદીતણા કંકરા છે;
વળી તમે બજાવો શીંગતણી શૃંગી રે. થાઓ૦ ૫
જટા વધારવી ને ખાખ અંગ ચોળવી;
થવું એવા તે રંગ બેરંગી રે. થાઓ૦ ૬
ત્રિશૂળ ઝાલવું ને ત્રિપુણ્ડ્ર તાણવું;
ભજો હર હર હર હર તમે ગંગી રે. થાઓ૦ ૭
પોઠિયાને પાળવા ને સાપ ગળે ઘાલવા;
ભાઈ તારે રાખવી દેહડી તોરંગી રે. થાઓ૦ ૮
જો કે રાંડોના રસિયાથી મારગ ઠીક છે;
પણ સૂકા ઘાસની ગંજીમાં નથી ચંગી રે. થાઓ૦ ૯
આપુ એહ સહુ કાચું એક સત્ય નામ સાચું;
પડે તરવાતણી ને માંહી તંગી રે. થાઓ૦ ૧૦

---

૨ નંગી–નાગી. ૪ ભંગી—ભંગિયો-ભંગિયામાં અને બ્રાહ્મણમાં ભેદ ન ગણવો. ૭ ગંગી–ગંગાને ધારણ કરનાર મહાદેવને. ૮ તોરંગી—તરંગવાળી ૯ ચંગી–ચણગારી.

## પદ ૫ મું.

દે'રૂ દેખી દેખીને ભાઇ નમવું;
દેવી પૂજ્યાથી નવ ભાઈ ભમવું રે. ટેક. ૧
દારૂ પીવો દાવમાં ને બેસવું ન નાવમાં;
માંસ ને માટી ખાતાં નવ શમવું રે. દે'રૂ દેખી૦ ૨
લાલ ફૂલ લેવાં ને દેવી દેવી કે'વાં;
રક્તાંબરીમાં મન ગમવું રે. દે'રૂં દેખી૦ ૩
મંત્રશાસ્ત્રી થાવું ને ચંડીપાઠ ગાવું;
એક દેવીદરબારમાં રમવું રે. દે'રૂં દેખી૦ ૪
પવાઇને પૂજવા ને ભવાઇ તો કરવી;
એવા એવાનું ખુંદણું ખમવું રે. દે'રૂં દેખી૦ ૫
રાગી ઘણા થાવું ન વેરાગી માંહિ જાવું;
વાઘ મૂકીને બકરૂં ઘમવું રે. દે'રૂં દેખી૦ ૬
વઘાર તો દારૂના ને દારૂની પુરીઓ;
તે તો છાનામાના રહી જમવું રે. દે'રૂં દેખી૦ ૭
એવા એવા ભાઇ એ ઉપદેશ દેશે;
કોરૂં કટ માટલું તે જાણે ઝમવું રે. દે'રૂં દેખી૦ ૮
મુક્તિ નથી એમાં ભાઇ જાણો તમે જુક્તિ એ તો;
બિચારા બકરાને મૂકો તમે દમવું રે. દે'રૂં દેખી૦ ૯
સતગુરૂ સાયબો બાપુ નામ પાયબો;
નથી ધમણમાં કાંઈ ધમવું રે. દે'રૂં દેખી૦ ૧૦

---

૩ રક્તાંબરી—લાલ લૂગડાવાળી. ૧૦ સાયબો—સાહેબ. પાયબો—પામવું.

## પદ ૬ ઠ્ઠું.

તમે જુઓ જુઓની ધરમ સારા;
ઢોંગીડા ગુરૂજીતણા ધારા રે. ટેક. ૧
હનૂમાન મારા ને મહાદેવ મારા;
સહુ બીજા બા'રના દેવ અકારા રે. તમે જુઓ૦ ૨
સિદ્ધિ જડી તેણે શાણા થઇ બેઠા;
પછી ભર્યા પાપતણા ઘણા ભારા રે. તમે જુઓ૦ ૩
પોતે તો ભણેલા શૂન્ય સુધી છે;
મેળવ્યા પંડિત ભણિયા બાં'રા રે. તમે જુઓ૦ ૪
લોભ મમતાને ગુરૂ સેજમાં રમાડે છે;
ભમાડે હરિજનને એ તો ન્યારા રે. તમે જુઓ૦ ૫
ટીલાં કરો તો ભાઈ ત્રેપન તરશો;
શૂન્ય ટપાળે ઘટશે કારા રે. તમે જુઓ૦ ૬
ગીતાજી ખોટી ને એકાદશ ખોટો;
એમાંથી લિયો સિદ્ધાંત હોય જે મારા રે. તમે જુઓ૦ ૭
ઓલ્યો પંથ ખોટો અને પેલો નથી મોટો;
આથી બીજા તો છે સહુ ખારા રે. તમે જુઓ૦ ૮
એમ અલ્યા કે'છે મૂઢ બૂડાડીને રે'છે ગૂઢ;
એવા તારા ગુરૂ ગુંદરના ગારા રે. તમે જુઓ૦ ૯
બાપુ નામ ભૂલ્યા તેથી દેહ સુધાં દૂલ્યા એ તો;
ગુરૂ શિષ્ય થયા નરકના ચારા રે. તમે જુઓ૦ ૧૦

---

૪ બા'રા—બાહારના. ૬ કારા—કાર—આબરૂ. ૯ ગૂઢ—છાના. ચારા—ક્યારા.

## પદ ૭ મું.

અલ્યા તું તો રામ રામ રામ રામ કે'ની;
ગણો પરણી પત્ની વિનાની સહુ બેની રે. ટેક. ૧
હાથે જોઈ કામઠું ને ચિત્ત જોડચ સામટું તું;
એક ખરી નીતિમાં અહોનિશ રે'ની રે. અલ્યા૦ ૨
જાનકીનાથ જે છે લક્ષ્મણનો સાથ તે તો;
એવું જોઇને કરો પૂજા એની રે. અલ્યા૦ ૩
ધોળું ટીલું ધારી ને લાલ માંહે લીંટડી;
એક દૈવત એ બીજું છેની રે. અલ્યા૦ ૪
માળા લેની હાથમાં કે', લાળા હૃદે ગુરૂતણું;
રમ રમ કાળ લેશે આણ દેશ શેની રે. અલ્યા૦ ૫
ભાખે તેવું ચાલી દાખે એવા નવ ગુરૂ મૂઢ !
નહિતો ઠીક મારગ છે નીતિ સુણી તેની રે. અલ્યા૦ ૬
રામગલોલા શા છે રામજીના ભાયા;
તેની ભડવાઈ તે કોણ કોણ વે'ની રે. અલ્યા૦ ૭
એવા ગુરૂએ તો ઘર ઘાલ્યાં ભાઈ;
નામ નીરાંતનું મૂળગું લેની રે. અલ્યા. ૮
ખરૂં મૂક્યું ખાંતે ને લોટ વળગ્યો દાંતે;
હવે તો શુદ્ધિ પાણી વિના નહિ જેની રે. અલ્યા. ૯
બાપુ નથી આઘો એને લાગ્યો નથી ડાઘો;
ઓળખે મુક્તિ મળેજ મૃગાનેની રે. અલ્યા. ૧૦

---

૭ ભાયા—ભાઇઓ–અર્થાત્ સેવકો. ૧૦ મુક્તિ ઇ૦—એને ઓળખે તો મુક્તિરૂપી મૃગાનેની મળે.

## પદ ૮ મું.

અલ્યા જુઓ જુઓ જતિ ને સંન્યાસી;
જેની ટળી નથી હજી તો ઉદાસી રે. ટેક. ૧
અલ્યા નાગૈડાને જોઈ મને મોટી બીક લાગે;
જાય છે છોકરાં તો નાસી નાસી રે. અલ્યા૦ ૨
ફકીર તો ફરેછે ઘેર ઘેર ફરતા;
અલ્લા અલ્લાની ખાસિયત ખાસી રે. અલ્યા૦ ૩
મુસલ્લો બિછાવી એ તો નિમાજ પઢે છે;
પણ ખરૂં નાણું એનું ગયું નાસી રે. અલ્યા૦ ૪
ઉજણી નાખે ને એ તો જંદને નીકાલે;
ફકીર ઓલીઆની લે સાબાશી રે. અલ્યા૦ ૫
સેવડા જુઓ ને તમે સાધુજી જુઓ;
ગોરજી જુઓ જેને વર્ષ થયાં ( છે ) છાશી રે. અલ્યા૦ ૬
વો'રવા તો જાય એ તો બીજીવાર ખાય નહિં;
રાસીમાંના રાસી એહ પાપકેરા પાશી રે. અલ્યા૦ ૭
સાધુતાણી જાત એવી છોડે દેવ અને દેવી;
રામકી જોઇ જોઇને કરે એ તો દાસી રે. અલ્યા૦ ૮
એવો જોયો અંઠવાડો ( ત્યારે ) પડયો મૂકયો વાડો મેં તો;
થયો નીરાંતકેરો હું તો વાસી રે. અલ્યા૦ ૯
બાપુ ધીર પે'લા જ્યારે ગુરૂ કર્યા વે'લો મેં તો;
નામ ગાયકવાડ તો રાખ્યું તપાસી રે. અલ્યા૦ ૧૦

---

૪ મુસલ્લો-નિમાજ પઢતી વખત પાથરવાનું બિછાનું. ૫ જંદ-ભૂત. ૬ સેવડા-જૈનોના ત્યાગીનો એક ભેદ. ૭ વો'રવા-ભિક્ષા લેવા. ૮ રામકી -સાધુડી.

## પદ ૯ મું.

ભાઈ સેવો સેવો રે તમે તો દેવ;
ઢોંગી ગુરૂ બતાવે રૂડો ભેવ રે. ટેક. ૧
છાણના છે દેવ અને કાપુસની આંખો;
તેની કરો કરો જઈ તમે સેવ રે. ભાઈ૦ ૨
પથ્થર છે પા'ડનો ને કકડો છે ઝાડનો;
થયો પ્રતિષ્ઠાએ એ તો એવ રે. ભાઈ૦ ૩
આસનને ઓપીને મૂરતીમાં રોપીને;
( ઢોંગી ) ગુરૂ કે' તમે સેવે તરો તતખેવ રે. ભાઈ૦ ૪
પાણી છે પા'ડનું ને કંઇ વરસાદનું;
ગુરૂ કે' જાત્રા જઇને તરો તમે નેવ રે. ભાઈ૦ ૫
સંધ્યા રે સાધો ને ખટકર્મ બાંધો;
એવી રાખો ત્રિકાળની ટેવ રે. ભાઈ૦ ૬
માળા તો ફેરવો ને ચાળા કરી હેળવો;
તો તો તરો ચિંતાજ રૂપિયો ચેવ રે. ભાઈ૦ ૭
બાપુ એ છે ભામા એવા ગુરૂ છોડો નામા તમે;
થાય સિદ્ધ કામા એવું અમો કહું ખેવ રે. ભાઈ૦ ૮
નીરાતનો નાતો કરો બ્રહ્મ ભાવ હૃદે ભરો;
એક તુહિ ભણી ભણો મોટો દેવ રે. ભાઈ૦ ૯

## પદ ૧૦ મું.

મરજીવા તું તો મારગ જો એક સીધો;
બીજાએ જોઇએ યોગનો પંથ તો લીધો રે. ટેક. ૧

---

૨ કાપુસની–કપાસિયાની. ૫ નેવ–નિશ્ચય કે છેડે સુધી. ૭ ચેવ–અર્થાત્ ચેપ. ૮ નામા–નામના. ખેવ–તતખેવ. ૯ નાતો–સંબંધ.

વિહંગમગતિએ તો ઊડ મારા બંધવા;
છોડી દે તું સમાધિનો સિધ્ધો રે. મરજીવા૦ ૨
સત્‌ગુરૂનું તો સમરણ નિશદિન કરવું;
બીજો સહુ માનવો ગીધામાં ગીધો રે. મરજીવા૦ ૩
આંખ મીંચી અને જોવું રે તપાસી ભાઈ;
ચઢી શૂન્યશિખરમાં જોયે ડંક દીધો રે. મરજીવા૦ ૪
રૂપ નહિ ન્યાળું અલ્યા રંગ નહિ ભાળું ભાઈ;
ઘણે દિને જાશે એ તો ચિધ્ધો રે. મરજીવા૦ ૫
અભેદ અલ્યા એ છે તારો ભેદ જશે ભાગી પછી;
તું તો ક્ષણ ક્ષણ ચૂકીશ પછી છિદ્યો રે. મરજીવા૦ ૬
ચળવ્યો ચળીશ નહિ ભમવ્યો ભમીશ નહિ;
તો તો રસ જાશે એહ પીધો રે. મરજીવા૦ ૭
હઠયોગ કરી કરી તન તારૂં તૂટશે;
રાજયોગથી જાશે સહુ રિધ્ધો રે. મરજીવા૦ ૮
ગુરૂએ બતાવી કુંચી મહા સેવા સાધી ત્યારે;
હું તો બતાવું તુને વણ વિંધ્યો રે. મરજીવા૦ ૯
બાપુ નામ સાચુ તે તો સાચું સાચું સાચું જાણો;
શાહુકાર તે તો કદી ચોરે ન જાય બિધ્યો રે. મરજીવા૦ ૧૦

---

૨ વિહંગમગતિએ-પક્ષીની ગતિએ. સિધ્ધો-અર્થાત્ કક્કો. ૩ ગીધો-ગીધ પક્ષી સરખો. ૪ આંખ મીંચીને-ધ્યાન કરીને શૂન્યશિખરમાં-બ્રહ્મરંધ્રમાં. ૫ ચિધ્યો—જાણ્યો.

૬ ક્ષણ ઈ૦--પછી જો તું ક્ષણે ક્ષણે ચૂકીશ તો છિદ્યો જઈશ-કપાયો જઈશ. ૮ રિધ્યો--રિદ્ધિ.

૯ વણ વીંધ્યો--માયાથી નહિ વેધાયલો. શાહુકાર ઇ૦--જે શાહુકાર હોય છે તે તો કદી ચોરે ચડતાં બિધ્યો જાય નહિ—બીહે નહિ.

## બ્રાહ્મણ શૂદ્ર ભેદનાં પદ.

### પદ ૧ લું.

સંતો સુણો બ્રાહ્મણની તમે ભાટાઇ;
એ તો બીજી વર્ણેશું કરેછે ખાટાઇ રે. ટેક. ૧
દેવ અમે અને ભૂદેવ તો અમે;
સહુનાથી ધારીએ અમે સરસાઇ રે. સંતો સુણો૰ ૨
રાજા તો રાજ કરે ખાઇ પીને રહે ખુશી;
અલ્યા અમે ધરીએ તે ધર્મની ધજાઇ રે. સંતો સુણો૰ ૩
પૂજા અમારી ને પાતરી અમીરી અલ્યા;
બીજી જાડી તે જીવને સગાઇ રે. સંતો સુણો૰ ૪
મરણમાં અમે અલ્યા પરણે નહિ વિપ્ર વિના;
લાડુ ખાઇને કરીએ વડી સાઇ રે. સંતો સુણો૰ ૫
( ભાઇ ) આડું આવે ત્યાંહિ જુઓ ચાલે ગાડું નવ કદી;
ભૂલે નહિ બ્રાહ્મણને ભાઇ અને બાઈ રે. સંતો સુણો૰ ૬
વાણિયા વેચી વેચી ગરીબ રંજાડે અલ્યા;
તેવા તેવાનું જઈએ અમે ખાઇ રે. સંતો સુણો૰ ૭
તાપ અલ્યા સહેછે અને કણબી નામ કે'છે ભલું;
( તેનાં ) લેઈ પાપ કરીએ સાફ ભાઇ અમે મકલાઇ રે. સંતો૰ ૮
અલ્યા જાણે નહિ મૂઢ એ તો કાળ ખાશે પળમાંહી;
(૰ત્યાંહી ) ચાલે ન મોટાઇ ભાઈ મરો ધાઇ ધાઇ રે. સંતો૰ ૯
બાપુ નામ ભૂલ્યા એ તો કરેછે ફજેતો ચેતો;
મિથ્યા એ તો ઢોંગી બ્રાહ્મણની નાગાઇ રે. સંતો સુણો૰ ૧૦

---

૫ સાઇ–સહાય.

## પદ ૨ જું.

બ્રહ્મ ! પાપ કાઢનાર આવો મારી પાસે;
પૂછું તમને તમારી હું તો આશે રે. ટેક. ૧
કામને જીત્યો છે અલ્યા દામને મૂક્યો છે તેં તો;
નામને જાણ્યું છે ભાઇ પાપ સહુનું નાસે રે. બ્રહ્મ૦ ૨
લોભને ભૂલ્યોછું બ્રહ્મ મત્સર મૂલ્યોછું અલ્યા;
ક્રોધ કરી કરી મરે શરણ કોણ સાંશે રે. બ્રહ્મ૦ ૩
મોહ તો રહ્યો છે તને મદ તો નડ્યો છે મૂઢ;
સ્વાદ તો જડ્યો છે અલ્યા જડ તારી જાશે રે. બ્રહ્મ૦ ૪
ગર્વ માંહી ભૂલી બેઠો વર્ણતણું માન ધારી;
અભિમાની આજ ઉઘાડું તો થાશે રે. બ્રહ્મ૦ ૫
હું છું અલ્યા બ્રહ્મ અને શૂદ્ર નામધારી તું તો;
એ શું અહંમમતાની ખાંડ તુજ ખાશે રે. બ્રહ્મ૦ ૬
અમે તો વિપ્ર મોટા તમે તો શૂદ્ર જાત;
ભણો તેથી કીર્ત્તિ તે કોણ કોણ ગાશે રે. બ્રહ્મ૦ ૭
આ તો છે મારૂં અને પેલુ છે તારૂં અલ્યા;
એવા ભ્રમમાં બ્રહ્મ ! ભરમાશે રે. બ્રહ્મ૦ ૮
હું તું અને મારૂં તારૂં જાશે અલ્યા જ્યારે મૂઢ;
ત્યારે તો તને મોટાઇનો વાયરો વાશે રે. બ્રહ્મ૦ ૯
બાપુ બોલે સત્ય તજો કુડી તમે મત્ય તો તો;
વર્ણપણાનું કંઇક જળવાશે રે. બ્રહ્મ૦ ૧૦

## પદ ૩ જું.

વિપ્ર જઈ જોની તું તો કબીરની ( કેવી ) જાત;
પૂછ પૂછ એને જઈ કેઈ ( તારી ) ન્યાત રે. ટેક. ૧

---

૩ મત્સર મૂલ્યો છું —મત્સરથી મૂલવાયો છું. ૪ જડ—મૂળ.

નાનકનું નામ તેં તો સાંભળ્યું નાદાન કંઇ;
દાદુતણી સુણી કદી શૂન્યકાને વાત રે. વિપ્ર૦ ૨
ગોરખને ગમાર તું પૂછી આવી પાર લેજે;
વ્યાસની તો સુણી કદી કાને તારે ખ્યાત રે. વિપ્ર૦ ૩
નારદનું મૂળ તને મૂઢ નથી જાણવામાં;
શૃંગી જાતતણી થઇ તારે આડી રાત રે. વિપ્ર૦ ૪
જ્ઞાનેશ્વરતણું અલ્યા મૂળ તો તપાસી જોજે;
અખાંતણું ધોજે અલ્યા બેઠો બેઠો પાત રે. વિપ્ર૦ ૫
વસિષ્ઠને જઈ પૂછ તમારી તો જાત કેઈ;
બ્રાહ્મણ તો ભણી ભણી મુખે કહે તાત રે. વિપ્ર૦ ૬
સંસ્કારથી થાયછે બ્રાહ્મણ તો જગત સહુ;
શૂદ્ર હોય સર્વ અલ્યા જણે જ્યારે માત રે. વિપ્ર૦ ૭
એ તો અલ્યા ભૂલી ગયો મોટાઈમાં ડૂલી ગયો;
ગર્વથી ગુમાર તારાં ભાગશે આ ગાત રે. વિપ્ર૦ ૮
અલ્યા જોને બ્રહ્મ ભાટ ગુરૂ મારો મહા જ્ઞાની;
ધીંગો ધીર વીર ધણી ધારી જેની ધાત રે. વિપ્ર૦ ૯
નીરાંતનું નામ અલ્યા જુગો જુગ વાગી ગયું;
બાપુ તેની નાત જાત ખોળ જઈ ભાત રે. વિપ્ર૦ ૧૦

---

૨ શૂન્ય કાને–બેહેરે કાને. ૫ પાત–પાતક–પાપ. ૮ ગાત–ગાત્ર. ૯ ધાત–તત્વ. આ અને બીજાં પણ કેટલાંક પદ મનહર છંદની રીતે પણ વંચાશે. એમાં કહેલા બ્રહ્મવેત્તાઓની જાતો આ પ્રમાણેછે.. કબીર–તાઇ. નાનક–શીખ. દાદુ–પીંજારો. ગોરખ–ગોસાંઈ. વ્યાસ–માછણનો પુત્ર. નારદ–દાસીપુત્ર. શૃંગી–હરિણી પુત્ર. જ્ઞાનેશ્વર–સંન્યાસીનો પુત્ર હતો. અખો–સોની. વસિષ્ઠ–વેશ્યાપુત્ર. ધીરો–ભાટ હતો. નીરાંત–કોળી હતો.

## પદ ૪ થું.

બ્રાહ્મણ તારો ભાગ્યો ભાગ્યો વરણનો ભેદ;
હવે હું તો ટાળું તારા હૃદયનો છેદ રે. ટેક. ૧
અલ્યા ઉંચ નથી કોઇ નથી નીચ મને બ્રહ્મતણે;
રીઝે એ તો કરી જોણે ઇંદ્રિ સર્વ કેદ રે. બ્રાહ્મણ૦ ૨
અલ્યા ગોરો નવ જોઇએ એને કાળો નવ જોઇએ કદી;
સૂકો નક્કર ન જોઈએ કદી ભર્યું ઝાઝું મેદ રે. બ્રાહ્મણ૦ ૩
ગાંડાથી ન રીઝે એ તો ડાહ્યાથી ન વશ થાય;
ખુશીવાળો ખુશી લહે ખેદવાળો ખેદ રે. „ ૪
બળેલા ન જોઇએ એને ગુંગો તે તો મૂગો થાય;
છેદેલાના જુગોજુગ ભાગ્ય માંહી છેદ રે. „ ૫
જુગતી ન જોઈ કદી મુગતી કદાપિ આપે;
એ તો નવ જુવે રચ્યો રંગ્યો સારો ( સારો ) ભેદ રે. „ ૬
અરાઢ પુરાણ ભણ્યો પુરાણી તો ખાસો બન્યો;
એ તો જુવે નહિ ભણ્યો ચારે ઉપવેદ રે. „ ૭
જમવાને ટાણે અલ્યા ગાજી ગાજી ગાયે જેહ;
તરે નહિ કદી તેહ ભણ્યો ચારે વેદ રે. „ ૮
મિથ્યા જક્ત જાણે જ્યારે મમતને માણે નહિ;
ભેદ ભાગી ભ્રમણાનો થાયે જો અભેદ રે. „ ૯
બાપુ નામ સાચું ઝાલે નીરાંતને દાપું આલે;
તો તો ભાળે બ્રહ્મરૂપ જેહ છે અછેદ રે. „ ૧૦

---

૫ બળેલા–અદેખો અથવા પંચાગ્નિ તાપનારો. ગુંગો–મુનિવ્રત વાળો. છેદેલા–સુન્નત કરાવેલા. ૧૦ અછેદ–અછેદ્ય.

## પદ ૫ મું.

અમો નથી થયા, નથી થયા, કર્યા તો મા'રાજ;
સોંપ્યા નથી વેદ વિધિએ તો આજ રે. ટેક. ૧
બળ્યા બોલે તે તો કહો કરીએ શું ભાઇ અમે;
અમે બ્રહ્મ તમે શૂદ્ર કરો સોંપ્યાં કાજ રે. અમો૦ ૨
અમો બોલું કહો તમો વેદમંત્ર શૂદ્ર આગે;
વળી છોડું મથી મથી મેળવ્યો જે સાજ રે. અમો૦ ૩
ઉપ્રદેશ કરો તમો સુણું બેશી તેહ અમો ?
આવે નહિ તન મન વિષે કદી દાઝ રે ? અમો૦ ૪
જુઓ અલ્યા તમે બ્રહ્મ જેહ કે'છે કેવું કેવું;
બ્રાહ્મણ છે મણિરૂપ શિરકેરા તાજ રે. અમો૦ ૫
મુખ એ તો બ્રાહ્મણ છે શાસ્ત્ર સહુ એમ ગાય;
તેની નથી આવતી શું જરાતરા લાજ રે. અમો૦ ૬
બાહુથકી ક્ષત્રી સહુ પ્રકટ કર્યા છે પોતે;
ઉતરતી પંક્તિ જોઇ બાંધી પાણી પે'લી પાજ રે. અમો૦ ૭
હૃદયથી વણિક છે પંક્તિ ત્રીજી એજ તેહ;
કહો કહો જ્ઞાની તમે વેદવચ્ચ નાજ રે. અમો૦ ૮
પગથી જો પ્રગટ્યા છે અધમોધમજ શૂદ્ર;
જ્ઞાની બન્યા તો તો કહો હવે ઝટ હાજ રે. અમો૦ ૯
બાપુ ભૂલ્યા ગર્વમાં એ સાચું નવ જાણ્યું નામ;
મુખરૂપ મુખ્ય અમે આવ્યા એમાં વાજ રે. અમો ૧૦

## પદ ૬ ઠું.

અલ્યા જોની બ્રાહ્મણ ધરી આ તો ખાપ;

---

૧ વિધિએ-બ્રહ્માએ. ૮ વેદવચ—વેદનું વચન. નાજ—નથીજ.

તારા સંશય તો ઝટપટ આજ આવી કાપ રે. ટેક. ૧
વેદ અલ્યા સોંપ્યા તને વિધિએ તું મૂઢ થયો;
તારા લેઇ આપે એ તો સારી જેની છાપ રે. અલ્યા૦ ૨
અલ્યા સોંપેલું જો ધણી ભૂલે ચોર તેહ ચોરી જાય;
( ત્યારે ) ભાઇ માગે તું તો કોની પાસથી જબાપ રે. અલ્યા૦ ૩
ઘરમાં તો વેદ ભણ્યો સુત છે સંસ્કાર હીન;
શૂદ્ર જેવો તેહ અલ્યા શાસ્ત્ર કહે સાફ રે. અલ્યા૦ ૪
અલ્યા માછણના છોકરાએ વેદ દોહી સર્વ નાખ્યા;
શીખી શાણા થાવ તેણે નથી થતો તાપ રે. અલ્યા૦ ૫
અલ્યા મુખ હાથ હૃદયનું પૂતળું જો બ્રહ્મ છે તો;
પાગ શૂદ્ર ખરા એમાં નથી કંઇ પાપ રે. અલ્યા૦ ૬
પણ પગ વિના પૂતળું તે ઉઠી અલ્યા કેમ શકે;
શૂદ્ર જો કરેછે ઉભું તો તો મોટું તેનું માપ રે. અલ્યા૦ ૭
એમ જોતાં મોટા શૂદ્ર જેથી તારો બ્રહ્મ ભમે;
શૂદ્ર નવ હોય અલ્યા પંગુ તારો બાપ રે. અલ્યા૦ ૮
એમ થાય ઉત્તર ને પ્રશ્ન તો અનેક ભાઇ;
પણ નામ નિજ જાણે તેને લાગે શો સંતાપ રે. અલ્યા૦ ૯
તે તો નીરાંતનો નેજો કરે રીતિતણો રેજો કરે;
ફૂડ ફૂડ ઉડાવે બાપુ સત્ય ધરી ચાપ રે. અલ્યા૦ ૧૦

## પદ ૭ મું.

ભાઈ ભલે તમે બ્રાહ્મણ હો કે ભાટ;
ભલે હો સુખસજ્જા કે તૂટો ખાટ રે. ટેક. ૧

---

૫ માછણના છોકરાએ—વ્યાસે ૮ પંગુ-પાંગળો.

એક નિરંતરનું નામ નિશદિન જપવું;
એને મન નથી ભાટ બ્રાહ્મણના ઘાટ રે. ભાઈ૦ ૨
શુદ્ધ બ્રહ્મ જે સદગુરૂને દિખાયા;
તેને નથી નથી ભાઈ લાગ્યો કાટ રે. ભાઈ૦ ૩
જો જો તમે સુથાર બોલાવીને સમી કરાવશો;
પશુ પંખીડાંને ખાવાની ચાટ રે. ભાઈ૦ ૪
પ્રતિષ્ઠા કરી વિપ્ર પરબ્રહ્મ ભાણશે;
પાથરશે વિધવિધના ત્યાંહી પાટ રે. ભાઈ૦ ૫
આ તો ભાઈ બ્રાહ્મણિયા ખેતરમાંથી નીકલ્યા;
જેણે દાનવનો વાળ્યો તો દાટ રે. ભાઈ૦ ૬
લાકડું નહિ તો કંઇ માંકડું મેળવશે;
તે નહિ તો પથ્થર કે પથ્થરિયા છાટ રે. ભાઈ૦ ૭
જ્યાં ત્યાં કરીને એ તો પેટ પાળી લેશે;
બેઠા બેઠા આરોગશે ટાટ રે. ભાઈ૦ ૮
બ્રહ્મજ્ઞાનીને એ તો જહીં તહીં નિંદશે;
ભૂલાવે એનું માને તેની ખરી વાટ રે. ભાઈ૦ ૯
સત્યનામ બાપુ હું તો ધીરંધણી જાચું જઈ;
ગાયકવાડ નામ ધરી ભાજું એવાં હાટ રે. ભાઈ૦ ૧૦

### પદ ૮ મું.

સુણો સુણો તમે બ્રાહ્મણ લૂખા ખાખ;
રખડી રખડી લુવો શું કાખ રે. ટેક. ૧

---

૨ નિરંતર-બ્રહ્મ. ૮ પેટ પાળી લેશે-પેટને પાળશે. ૧૦ હાટ—ધર્મને નામે દામ રળવાની દુકાનો.

સિદ્ધાંત મારો જો સમજો બંધવા;
તો તો આવે ગયલી તમારી શાખ રે. સુણો૦ ૨
મનુષ્ય દેહ મળ્યો સારો કે માઠો;
પણ તે તો સમજે છે જ્ઞાનની પાંખ રે. સુણો૦ ૩
જ્ઞાનીઓ દેહ એ તો મોટો માને છે;
કરે જેની કીમત કરોડો લાખ રે. સુણો૦ ૪
એ દેહમાં પણ નરપણું અતિ મોટું;
જે જાણે સમજે છે ધર્મની ધાખ રે. સુણો૦ ૫
તે નર દેહમાં કદી બ્રહ્મજ્ઞાન ભાવતું;
આવી મળ્યું ચખાયે ચાખ રે. સુણો૦ ૬
એ સર્વમાં ઉત્તમછે એક વળી;
વેદધર્મની ઝાંખીની ઝાંખ રે. સુણો૦ ૭
કદી મળી જાય એ સહુ સંજોગ બળથી;
પણ જીવ શિવની દેખાય નહિ માંખ રે. સુણો૦ ૮
કદી અલ્યા હાડિયાનું બેસવું ને તાડિયાનું પડવું;
એ તો સહુ થઇ ગયું દાનાની દાખ રે. સુણો૦ ૯
બાપુ નીરાંત કે'છે ને શંકર કે'છે અનુભવ–
મળવો એ તો ભાગ્યની ભાખ રે. સુણો૦ ૧૦

## પદ ૯ મું.

સુણો સુણો તમે પુરાણીનાં કરો કામ;
અલ્યા તમે સમજાવો શ્રોતાને આમ રે. ટેક. ૧

---

૮ માંખ ઇ૦—જીવ અને શિવ રૂપી માખ–અર્થાત્ ઝીણો જંતુ દેખાય નહિ. ૯ દાનાની ઇ૦—કોઇ દાનાને એવો દાખલો બની ગયો. ૧૦ ભાખ–ભાષા.

અલ્યા રસીલે શબ્દે ને મન જેમ લબ્ધે;
તેમ તમે પૂછો તે નિત્યનાં કામ રે. સુણો. ૨
ભેંશના આગળ નવ ભાગવત વાંચશો;
સારા શ્રોતાને કે'જો અનિત્યનાં નામ રે. સુણો. ૩
પછી તમે નિત્ય અનિત્યને ભેળાં રે કે'જો;
એ પછી તેના વિવેકનું દાખો ધામ રે. સુણો. ૪
પછી અલ્યા કે'વું તે તો કહી દાખું તને હુંય;
કે'જે વસુ જેહ લોક જાણીને તમામ રે. સુણો. ૫
પરલોક ભાઈ દાખવજે મનમાંહી મગ્ન થઈ;
આ લોક ને પરલોકતણું જેહ ગામ રે. સુણો. ૬
પછે એહ લોકમાં તું તો વૈરાગ્ય લગાડજે;
કે'જે વૃથા આ છે હાડ અને ચામ રે. સુણો. ૭
એટલું કહ્યા પછી તો રહેશે હજું કે'વાનું તે;
દંભી અલ્યા જાત તારી તોય દાખું ઠામ રે. સુણો. ૮
પછી શમના ગુણ તો સમજી ગણાવજે;
જો અલ્યા જાળ નાખીશ તો દઈશ ઠામ રે. સુણો. ૯
બાપુ છે કથા નીરાંતની ને ધીરતણી ધારણ એ;
તારણ છે ત્રણ લોક જાણે આત્મારામ રે. સુણો. ૧૦

## પદ ૧૦ મું.

ખરી ખાંતે તું તો ચારે વેદ ત્યારે ભણ્યો;

---

૨ નિત્યનાં કામ--નિત્ય વસ્તુ શી છે અને તેનાં કાર્ય કયાં છે તે પૂછો. નિત્ય--અખંડ અવિનાશી. અનિત્ય--નાશવંત.

૫ વસુ ઇ૦—પછી જે લોકમાં તું વસે છે તેના નિત્ય અનિત્યપણાનું જ્ઞાન કથજે. ૬ ગામ-સ્થાન. છેવટનું લય સ્થાન.

જ્યારે ગુરૂગમ લાધી અને શિષ્ય તું તો સહુનો બણ્યો રે. ટેક. ૧
ઘટાકાશતણો રૂડો અલ્યા કર્યો તેં વિવેક જ્યારે;
માંહી જળતણી ચાનકમાં ચોટી ચણ્યો રે. ખરી ખાંતે૦ ૨
પછે તન મન મેળી તું તો નિશ્ચે કરી ગાજી ઉઠયો;
પ્રતિબિંબકેરો લાવો લાવી ત્રણને લણ્યો રે. ખરી ખાંતે૦ ૩
ઘટાકાશનો વિવેક થયો મોહ સહુ નાશી ગયો;
ભાસ્યો જ્યારે સૂર્ય તુને ચાર વેદ વાણે વણ્યો રે. ખરી ખાંતે૦ ૪
તેમ અલ્યા વળી તારી શૂન્ય દેહ ગેહ જેહ;
તેનો કર્યો જો વિવેક તો તો ચારે વેદ સાચા શણ્યો રે. ખરી૦ ૫
બુદ્ધિ અલ્યા દેહમાંહી તેહ હશે શું રે ભાઈ;
અને તેની માંહી વસે તેણે પૂત કયો જણ્યો રે. ખરી ખાંતે૦ ૬
જાણી ચૈતન્યનો ભેંદ તેનો કરી નાખ્યો છેદ પછી;
દૃષ્ટા અખંડને ઝૂપી ઝૂપી જોઈશે છણ્યો રે. ખરી ખાંતે૦ ૭
અલ્યા કરે જે તું બોધ સહુને માટે કહ્યો બોધરૂપો;
વેદિયો કહું જ ત્યારે જીભે હું તો બણ્યો ઠણ્યો રે. ખરી૦ ૮

---

૨ ઘટાકાશ ઇ૦—જ્યારે તેં ઘટાકાશ, મહાકાશ અને મહદાકાશનો વિવેક કર્યો છે—ત્રણ આકાશ વસ્તુતઃ એકજછે એમ જાણ્યું છે. જળ ઇ૦—ઘડામાંના જળની ચાનકમાં તું દૃઢ ચણાયોછે. અર્થાત્ તે ઘડાના પાણીમાં જે આકાશનું પ્રતિબિંબ પડેછે જેને જળાકાશ કહેછે તેને તેં ભ્રાંતિથી મહદાકાશ માન્યું છે. તાત્પર્ય કે બુદ્ધિમાં પ્રતિબિંબિત આત્માના રૂપને આભાસરૂપે ન માનતાં તે આત્માજ જાણ્યો છે. અને તેના સુખ દુઃખાદિ ધર્મ તેં આત્માને લાગુ કર્યા છે. ત્રણને ઇ૦—પ્રતિબિંબની ત્રણ અવસ્થાઓ તેં બિંબને લાગુ કરી દીધી છે।

૪ ભાસ્યો ઇ૦—જ્યારે તને ચાર વેદરૂપી વાણામાં વણાયલા આત્મારૂપી સૂર્યનાં દર્શન થયાં ત્યારે તને ઘટાકાશનો વિવેક થયો અને મોહરૂપી અંધકાર નાશ પામ્યો.

ભેદિયા સર્વને ઊજાળું કરે, કાર્ય કારણથી જૂદા રહે;
તેહ જોય જ્યારે ખાંતે તુંથી ખણ્યો રે. ખરી ખાંતે૦ ૯
અલ્યા નિરાંત જો વેદીઓ ને મારો ધીર ધણી ભેદિયો છે;
બાપુ મમતા મારી ગર્વ જડામૂળે હણ્યો રે. ખરી ખાંતે ૧૦

## પદ ૧૧ મું.

શાસ્ત્રીબુઆ તમે શાસ્ત્ર ધ્યાન ત્યારે ધર્યો;
ખટ શાસ્ત્રતણો કુથો શાને સમજી કર્યો રે. ટેક. ૧
જાણ્યો બ્રહ્મને તમે તો નિત્ય વાદમાં સમજાવ્યો જઈ;
મારૂં તારૂં મૂકી વાદ ખાંતે ખર્યો રે. શાસ્ત્રીબુઆ૦ ૨
બ્રહ્મ રહ્યો સર્વમાં જે સભર સજડ તેહ;
ઝીણા માંહી ઝીણો એ તો નથી ઘોઘ મોટો ઝર્યો રે. શાસ્ત્રી૦ ૩
નથી બારણું કો બા'રવાને અંદર ઉતારવાને;
નથી વસ્તુ કોઈ બીજી એક બ્રહ્મ નર્યો રે. શાસ્ત્રી૦ ૪
ભાસે સ્વરૂપ તદ્રૂપ જ્યારે ખટશાસ્ત્ર ખોજ્યાં ત્યારે;
નહિતો મોટો શાસ્ત્રીબાવો ભૂતે ડર્યો રે. શાસ્ત્રી૦ ૫
અમે મહાવિદ્વાન ભાઈ ખટશાસ્ત્ર મુખ પાઠ;
થાવ તમે પાપ વિના તો તો દોષ સર્વ હર્યો રે. શાસ્ત્રી૦ ૬
અલ્યા શોકનું ન નામ લાગે ફીક સહુ સીધું ભાસે;
તાર્યો તારા શિષ્યને તેં પે'લો જ્યારે જાતે મર્યો રે. શાસ્ત્રી૦ ૭
ભાઇ રજ શું ને તમ શું તે બુડિયું સમુદ્ર માંહી;
ત્યારે તરો શાસ્ત્રવાળા સ્વાર્થ જાય જેથી સર્યો રે. શાસ્ત્રી૦ ૮

---

૧ કુથો—કચરો. ૨ ખર્યો—ખેરવી નાખ્યો. ૩ સભર—પૂર્ણ ભરાયલો. ૪ બા'રવાને—બાહાર કાઢવાને. ૭ જાતે મર્યો—દેહાભિમાન રહિત થયો.

પછે આનંદના ઘન છે તેહમાં રહે છે મગન;
ફરે નહિ તેહ કદી ધ્યાન માન જ્યારે વર્યો રે. શાસ્ત્રી૦ ૯
બાપુ નીરાંત છે શાસ્ત્રી એવો ધીર ધણી તેહ તેવો;
મૂઢનો નથી એ મેવો જેહ ભાઇ અભરે ભર્યો રે. શાસ્ત્રી૦ ૧૦

## પદ ૧૨ મું.

અલ્યા ગોર તમે ગામોટાને જાણો સળો;
તો તો ગોરપદુ જાણો તમે ઘૃતમાં તળો રે. ટેક. ૧
ભાઈ જજમાનથકી બીહો શુંય રોટલાને રડો શુંય;
કર્મનો કાટ કાઢી નાખી ગોર નામને કળો રે. અલ્યા૦ ૨
અલ્યા બ્રહ્મ થાવ બ્રાહ્મણ જો ટળે આધિ વ્યાધિ સર્વ;
જ્ઞાન માહી સારી વિધિ બંને ગળો રે. અલ્યા૦ ૩
જોજે મરણ જશે ને તારો જન્મ તો મટી જશેજ;
આ તો મારૂં તારૂં કહી તમે ચિત્તથી ચળો રે. અલ્યા૦ ૪
જાણો તમે જીવ અને શિવ એહ એક જ્યારે;
ગોર અને જજમાન એ મૂળે જળો રે. અલ્યા૦ ૫
પણ એ તો જાણવુંજ જોઈએ અલ્યા સારી રીતે;
નહિ તો બળશો તતે ને બીજો જાણે બળ્યો રે. અલ્યા૦ ૬

---

૯ ઘન—મેઘ. ફરે ઈ૦—જ્યારે તે બ્રહ્મને વર્યો ત્યારે તેહ કદી ધ્યાનથી ચળે નહિ એમ માન.

૧૦ અભરે ઇ૦—કોઈથી ભરાય નહિ એવા બ્રહ્મથી જે ભરેલો છે—સંપૂર્ણ બ્રહ્મરૂપ છે.

૩ સારી વિધિ—સારી રીતે. બન્ને—ગોર જજમાન બન્ને. ૫ મૂળે —મૂળ પણ.

એક છે જગત માંહી બીજો નથી કોઈ ભાઈ;
માણો એવું જ્યારે તમે બ્રહ્મ આવી પોતે મળ્યો રે.અલ્યા૦ ૭
આ સંસારથી છૂટવું જો તો તો માનો મારૂં કહ્યું;
નહિ તો તમે કાળઘંટ માંહી દળો રે. અલ્યા૦ ૮
તમે ગોર શું માનો અમારૂં બ્રહ્મજ્ઞાન નિંદો ભાઇ;
જજમાનને તોડી ફોડી તમે ટળો રે. અલ્યા૦ ૯
એ તો મરજીવો નીરાંત અલ્યા ધીર ધણી જાણે સહુ;
તમે ગોર કરો એવો જઇ લાગે ગળ્યો રે. અલ્યા૦ ૧૦

## પદ ૧૩ મુ.

અલ્યા જોષી કહો જોષ તમે શાનો જુઓ;
જેહ ભવિષ્યની વાત કહે તેહ જાતે ભુઓ રે. ટેક. ૧
જોષી હું છું સર્વવ્યાપ્તમાન એક રૂપે અતિ ઘણો;
તો તમે મારૂં દુઃખ કહો ભાઇ શું રે ખુઓ રે. અલ્યા૦ ૨
જેને આકાશમાં બેઠા ગ્રહ તે તો મને આવી નડે;
આકાશ ઘટમાં આણ્યું તમારો ધંધો ગયો રૂઓ રે. અલ્યા૦ ૩
એક આશરો છે 'હુંછું'તણો તન મન બીચ જેને;
તેને જ્યોતિષનો સમુદ્ર તે ભારો કૂઓ રે. અલ્યા૦ ૪
જેને ત્રણે અવસ્થાનો ધણી સાક્ષી પૂરે એ તો આવી;
પસા ફુસા ફુસ થઇ લાગ્યો ટીપણે ચૂઓ રે. અલ્યા૦ ૫
અખંડ અનાદિ અને સત્યરૂપ બ્રહ્મ ચીન્યો;
જ્યોતિષનો ઘા ન લાગે આવી કોને ટુઓ રે. અલ્યા૦ ૬

---

૮ કાળઘંટ–કાળરૂપી ઘંટી.
૩ ઘટમાં–હૃદયરૂપી ઘટમાં ૪ હું છું તણો–'अहंब्रह्मास्मि' નો.
૫ ત્રણે અવસ્થા–જાગ્રદાદિ. ચૂઓ–ઊંદર કે ચુઓ. ૬ ટુઓ–ટીપાં સીંચો.

જોને જૂદા જેહ પાંચ કોશથકી મારો વાલમો છે;
ચિન્યો મેં તો તેને મારાં પાપ ધૂઓ રે. અલ્યા૦ ૭
જેને નિરૂપાઇ શકાતો નથી, ચારે વાણીમાં સમાતો નથી;
અંધ દેખે પે'લી ફોઈ પછે દેખે ધૂઓ રે. અલ્યા૦ ૮
અલ્યા જોને એવા જીવને જાણુંછું અમે;
તમે જાણો નહીં ઘોર નિદ્રા સૂઓ રે. અલ્યા૦ ૯
નીરાંત છે જોષી ધીરે જ્ઞાનગોળી ખોશી હૃદે;
બાપુ એવો જોષી તમે જોઈ જોઈ છુઓ રે. અલ્યા૦ ૧૦

## પદ ૧૪ મું.

કહો ટેલીઆ તે ટેલ ભાઇ નાખો શાની;
તારો કલ્યાણ હજ્યેઃ એવી કરતા બાની રે. ટેક. ૧
અલ્યા તમે મનનું કલ્યાણ કરો અહંકાર દૂર ધરો;
કલ્યાણની વાત મૂકો ભાઈ તમે છાની છાની રે. કહો૦ ૨
જાતે બ્રહ્મરૂપ બ્રહ્મ ભાસો માગી માગી ઘાસી જાવ;
કોઈ સારી મળે બેની તે તો કેંશે જાની જાની રે. કહો૦ ૩
મન અહંકાર અને વિકાર મળીઓ માંહી;
દેહ અલ્યા જાણ તું તો ચિત્ત વિચ ચાં'ની ચાં'ની રે. કહો૦ ૪
જીવ શું કરે છે તે તો જાણ્ય ભાઇ ટેલિયા તું;
મેલિયા શા ઘેલિયા શું રાખે છે નાદાની રે. કહો૦ ૫

---

૭ પાંચ કોશ–અન્નમયાદિ. ૮ નિરૂપાઇ—વર્ણાઈ. અંધ—મોહાંધ. ફોઇ–માયારૂપી. ધુઓ–બ્રહ્મરૂપી. ૧૦ છુઓ–સ્પર્શો.

૧ તારો ૯૦—ટેલિયા ધરોધર "તારો કલ્યાણ હજો" એવી બાની–વાણી કરે છે—બોલે છે. "કલ્યાણ હજ્યો" આ વચન ટેલિયાના મુખથી સાંભળીને કલ્યાણ નામે બાળકની મા બાળક ઉપર ખીજવાય છે. એવો ઇસારો કરી ટેલિયાની મશ્કરી કરી છે. તાત્પર્ય કે એવા મૂઢ લોકોને આશિર્વાદ આપતા તમે ભીખ માગો છો ! ૩ સારી—અર્થાત્ નહારી.

જોને અલ્યા લોઢાને વળુંધી રહ્યો અગની;
તેમાંટે વિચાર કરીને બની ધ્યાની રે. કહો૦ ૬
એમ જો વળુંધ્યો જીવ તોય છે અલગ અલ્યા;
આપો માઇ આપો ભાઇ એ તે વાત ક્યાંની રે. કહો૦ ૭
એને અડે ન વિકાર ભાઈ છે અવિકાર સદા;
ત્યારે શુની જેવી ભટકણી છોડો તમે તાની રે. કહો૦ ૮
અલ્યા અવિનાશી આતમા જો, તને આપ્યે શું થાય;
ટેલ્યાં કરો આઠે જામ મન રાખી માની રે. કહો૦ ૯
બાપુ જાણો માગવું જો સાચું, ભાઇ તો ઘણા રાચું અમો;
નહિ તો માનું કાણી ડોલનું તમે પાણી રે. કહો૦ ૧૦

## પદ ૧૫ મું.

સુણો તમે બ્રાહ્મણ કહું ગાજી ગાજી;
ધર્મના ઢોંગ કરતા તમે સુણજો સહુ કાજી રે. ટેક. ૧
જાણો તમે પ્રકૃતિથી પર એક આતમા;
તો તો તમે મરો નવ લાજી લાજી રે. સુણો૦ ૨
વિકારથી વેગળો એ જાણો તમે ગુરૂ ( ગમે ) તો તો;
બચો તમે પડતાં ( તે ) ઝાલી હાથે છાજી રે. સુણો૦ ૩
શુદ્ધ સ્વરૂપે મારો વા'લમો બિરાજે;
તમે ખોજો ખોજો જાય તક તાજી રે. સુણો૦ ૪
હું છું બ્રાહ્મણ ને પેલોજ શૂદ્ર છે;
એથી તમે મરશો અહંકારે દાઝી રે. સુણો૦ ૫
જાણો તમે જીવને જગતનો જો કર્તા તો;

---

૨ પ્રકૃતિ–માયા. પર- તેની પેલીપાર–ઉપર. ૩ વિકાર-વિકૃતિ–કાર્ય. છાજી–છજાની કિનારી.

મૂકો તમે રામકૃષ્ણ મહાદેવ માજી રે. સુણો૦ ૬
સુષુપ્તિમાં જાણો એ છે જાગ્રતમાં જાણો એને;
ઘોર નિદ્રામાં 'હું હું' કહો હાજી રે. સુણો૦ ૭
વેદના ભણેલા તમે શાસ્ત્રના ગણેલા સહુ;
સારી બુદ્ધિએ સાજ જુઓ સાજી રે. સુણો૦ ૮
હુંપદને મૂકો તમે કહું અમે વારવાર;
તો તો થાય તન મન અમારૂં ભાઈ રાજી રે. સુણો૦ ૯
નીરાંતનો સંગ કરો ધીર ધણી ધ્યાને ધરો;
તો તો બાપુ હારેલી જીતો બાજી રે. સુણો૦ ૧૦

---

## બ્રહ્મજ્ઞાનનાં પદ.

### પદ ૧ લું.

સમજે સતનામ તેને તો કહીએ જ્ઞાની;
તેની મટી ગઈ વૃદ્ધિ ને હાનિ, હાનિ કે તેજ જ્ઞાની. ટેક.
પ્રથમ સદ્‌ગુરૂનો સતસંગ સાચો,
બીજો જે કરો તે કાચો,
હરિનામ ભૂલ્યા એજ પડ્યો ખાંચો,
માટે તમો સદ્‌ગુરૂને નિશદિન જાચો,
એવું સમજ્યે આવે પાર, મળે સાર,
એકતાર, મટે ખાર, આધાર,
નામ રહિત લેજો માની, માની કે તેજ જ્ઞાની. સમજે૦ ૧

૧ એકતાર—તેની સાથે એક વૃત્તિ સાંધવાથી. આધાર- જગત્‌નો-નામ રૂપનો.

સમજે સતનામ, પ્રથમ સદ્ગુરૂ દેવતણા દેવા,
તેની પ્રેમ કરીને કરો સેવા,
મળે મનગમતા તે મીઠા મેવા,
રૂપ રંગ નહિ તેને ઓળખી લેવા,
નહિ જાત, નહિ ભાત,
નહિ માત, નહિ તાત,
નહિ દિન, નહિ રાત,
વાણી રહિત લેવા જાણી, જાણી કે તેજ જ્ઞાની. સમજે૦ ૨

ગુરૂએ જ્ઞાન બતાવ્યું શ્રીમુખ,
મારૂં મટી ગયું જન્મમરણનું દુઃખ,
હવે ફરી આવવું નથી માતાની કૂખ,
મારી ભાગી મનકેરી ભૂખ,
ઓળખ્યું આપ, મટ્યો તાપ,
નહિ પુણ્ય નહિ પાપ, અદ્યાપ, જડ્યો બાપ,
મહાપ્રલયમાં રહે તેની નિશાની, શાની કે તેજ જ્ઞાની. સમજે૦ ૩

ગુરૂકૃપાથકી( ગઇ )માયાની ફાંશી,
મારી મટી ગઇ લક્ષ ચોરાશી,
ઘેર બેઠાં આવી જમુનાં ને કાશી,
એ તો છે સતલોકના રહેવાશી,
અનાદિ વસ્તુ આપું, પાપ કાપું,
છાપ છાપું, કહે બાપુ, મટ્યું દાપુ,

---

૩ આપ—પોતાના સ્વરૂપને. અદ્યાપ—આજ સુધી. બાપ—ઈશ્વર. મહા ઈ૦—મહાપ્રલયમાં તેની નિશાની પણ શાની રહે? અર્થાત્ ફરીને તે જન્મ ધરવાનો નહિ.

ના સમજે તે તો અભિમાની, માની કે તેજ જ્ઞાની. સમજે૦ ૪

## પદ ૨ જું.

હરિગુણ ગાય તેને હરિ જેવા જાણો,
સમજ્યા વિના તે મત શીદ તાણો, તાણો કે હરિને જાણો. ટેક.
જે કરે લાગા તેથી વા'લો ગયા આઘા,
સૂધું સમજ્યા નહિતો બળ્યા એના વાગા,
આત્મા ચીને નહિતો મૂઆ ઢાંક્યા ને નાગા,
એના મનના સંશય નથી ભાગ્યા,
દૃષ્ટિમાં આવે તેમ રીઝાય, તે હરિના કહેવાય,
તેને સરવે વેદ ગાય, તેને જે જન ધાય,
તે મૂરખ કહેવાય,
હરિનું નામ મૂકીને જો લે પાણો, પાણો કે તેને જાણો. હરિ૦ ૧
હરિને પાષાણ કહે તેજ ગાંડો,
એ તો સદા છે અખંડ ને ના થાય ખાંડો,
સમજ્યા વિના ગાય તે તો રાંડીરાંડો,
તમે સમજીને પગલાં માંડો,
હરિને જડ કહે તે જડ, ત્યાં તો થઇ છે વઢાવઢ,
ત્યાં થઈછે ભડાભડ, જેણે શોધ્યું નહિ થડ,
તેનો ખર્યો કાયા ગઢ,
સમજણ દીવો કર્યો રાણો, રાણો કે હરિને જાણો. હરિ૦ ૨
હરિકે હુકમ બિન પત્ર નહિ હાલે,
પારો ચલાવે તે રીતે ચાલે,
રૂડો ખેલ બનાવ્યો મારે વા'લે,

---

૪ દાપું—માયાનું. ૧ લાગા--કર-દાપું. તેને ઇ૦—વેદ જેને ગાય કહીને વરણવે છે તેને.

હરિ જન તો મગન થઇ મા'લે,
એને નેત્ર નહિ કરણ, એને ભુજા નહિ ચરણ,
એને એકું નહિ વરણ, એને આવે નહિ મરણ,
હરિ વસ્તુ તારણ તરણ,
સાચી વાત કહું છું તેને છાણો, છાણો કે તેને જાણો. હરિ૦ ૩
એ તો સમજ્યાનું કામ ને સાધન કરતો,
એ તો સમજ્યાનું કામ ને ધ્યાન ધરતો,
એ તો સમજ્યાનું કામ ને ભોંઇ ભરતો,
એ તો સમજ્યાનું કામ ને ભૂખે મરતો,
સમજે સદ્ગુરૂની શાન, તેને ભાવે આત્મજ્ઞાન,
તેનું વબ્યું વાણીનું વાન, તે તો તોડે નહિ તાન,
તેનું અખંડ થાય ધ્યાન,
બાપુ સતનામ સમજે તે તો શાણો, શાણો કે તેને જાણો. હરિ૦ ૪

## પદ ૩ સું.

અલખને ખોળી કાઢે તેને તો કહીએ જોગી;
ગમે તો બાવા થાઓ કે રહો ભોગી, ભોગી કે તેહ જોગી. ટેક.
પ્રથમ તન ખોજી મન વશ રાખો,
ખોટી ખોટી વસ્તુ માંહીથી કાઢી નાખો,
સારા સારા શબ્દ સદ્ગુરૂના ચાખો,
ત્યારે તું ભાગું નહિ સદા રહું આખો,
એ સંત ગાવે, જે જન ધાવે,
હાથ આવે, તેને ફાવે,

---

૪ એ તો ઈ૦—અજ્ઞાનકૃત માયાનો જ્ઞાનથીજ નાશ છે, એ ભાવ. ભોંઇ ભરતો–તીર્થ યાત્રાએ આથડતો.

નામ સમજ્યા તે તો થયા છે અણરોગી, રોગી કે તેહ જોગી. અલ૦ ૧
ગુરૂકૃપાથકી અખંડ વર પામી,
સહુથી ન્યારો રમે તેજ મારો સ્વામી,
કોઈ આવી ના શકે રે તેની દામી,
કોઈ કાઢી ના શકે રે તેમાં ખામી,
તે છે છેલ, નથી મેલ,
નથી ફેલ, રંગ રેલ, જડે સેંલ,
નામ જોતાં તો વસ્તુ બહુ મોંઘી, મોંઘી કે તેહ જોગી. અલખ૦ ૨
હવે સુરતા સખી સ્વામી સંગે ચાલી,
વહાલે મારે પ્રેમ કરીને બાંય ઝાલી,
હવે મુને વસ્તુ અમૂલક આલી,
ત્યારે ચઢી ગઈ ગાલતણી લાલી,
એક ગામ, એક ધામ,
એક નામ, સધર્યું કામ,
ગુરૂએ વસ્તુ આપી તે તો ઊગી, ઊગી કે તેહ જોગી. અલખ૦ ૩
જન્મમરણ મટે નહિ એજ સંગ ખોટો,
દમ બંધ કરો એજ વાળ્યો ગોટો,
હેઠે ઉતરે તો જમની ખાય ચોટચો,
* * * * *
આત્માદર્શી તેનું રાજ, તે મહારાજ કરે કાજ,
રાખે લાજ, ચલાવે ઝાઝ,
બાપુ નામ બાણ વાગ્યું, વાગ્યું કે ઊઠ્યો જાગી. અલખ૦ ૪

---

૧ ભાગું નહિ—નાશ ન પામું. અખંડ રહું.

૨ દામી—જોડ—બરાબરી. ૩ સુરતા—અંતર્વૃત્તિ—બ્રહ્મજ્ઞાન. ૪ હેઠે ઉતરે ઈ૦—સમાધિ બંધ કરેલો શ્વાસ જો હેઠે ઉતરે તો પાછો કાળના ભયમાં ફસાય છે.

## પદ ૪ થું.

ભેદ બ્રહ્મનો બતાવે તેજ ગુરૂ દાતા;
બીજા સમજ્યા વિના બહુ ધાતા, ધાતા કે ગુરૂ દાતા. ટેક.
પ્રથમ અક્ષરાતીતને જાણે,
આત્મા ચીન્યો તે તો મત નવ તાણે,
પછી પુરૂષ પ્રકૃતિને પ્રમાણે,
એવી સમજણ મનમાં આણે,
મહત્તત્વ એજ સાર, અહંકાર,
અહંકાર ત્રણે ગુણ એક તાર,
તેના ચોવીસ થયા પરિવાર,
નામ સમજ્યા તે બ્રહ્મજળ નાહાતા, નાહાતા કે ગુરૂ દાતા. ભેદ૦ ૧
તમોગુણથી થયું છે આકાશ,
આકાશ માંહી પવનકેરો વાસ,
પવનથી તે તેજ પ્રકાશ,
જળ પૃથ્વી તે તેજતણાં દાસ,
શબ્દ સ્પર્શ, રૂપ રસ,
અને ગંધ, તેની જૂદી જૂદી વસ્ત,
એવું સમજ્યા તેના જશ થયા માતા, માતા કે ગુરૂ દાતા. ભેદ૦ ૨
રજો ગુણથી દશ ઇંદ્રિય લહીએ,

---

૧ અક્ષરાતીત ઈ૦-સૌથી પર અક્ષરાતીત છે, તેજ આત્મા છે, તે પુરૂષ પ્રકૃતિ બે રૂપે થયો, તેમાંથી મહત્તત્વ થયું, મહત્તત્વથી અહંકાર, તે અહંકાર ત્રિગુણાત્મક થયો અને તેમાંથી ચોવીસ તત્વ થયાં, એ ભાવ છે.

૨ વસ્ત-વસ્તુ. આકાશાદિ તત્વના ગુણ શબ્દાદિક છે, તેમાંથી વિવિધ સૃષ્ટિ વિસ્તરી છે. એ તામસી અહંકારની સૃષ્ટિ કહી.

તેનો જુજવો વિચાર ભઈ કહીએ,
એવું સમજીને મનમાં મગન થઈએ,
બટો લાગે ત્યાં તો કણુએ ના જઈએ,
શબ્દથી શ્રવણ ને વાણી વસ્ત, વાયુથી ત્વચા ને હસ્ત,
તેજથી ચક્ષુ ને ચરણ વસ્ત, જળથી જીભ્યા ને ઉપસ્થ,
ધરાથી નાસિકા ને ગુદાએ થયો દસ્ત,
એવા દશે ઇંદ્રિયના દેવ તાતા, તાતા કે ગુરૂ દાતા. ભેદ૦ ૩

સંતો ગુણથી અંતઃકરણ ચાર,
મન બુદ્ધિ ચિત્ત ને અહંકાર,
તેના જૂજવો કરોને વિચાર,
એવું સમજે તો તરત આવે પાર,
અઠાવીશ તત્વનું આ સ્થૂળ, એવું સમજ્યા વિના સહુ ધૂળ,
જેણે ખોળી કાઢ્યું મૂળ, તેનું સૂધું થયું ફૂળ;
વળી મટ્યું સંશય શૂળ,
બાપુ સતનામ સમજ્યા તે નથી ધ્યાતા, ધ્યાતા કે ગુરૂ દાતા. ભેદ૦ ૪

## પદ ૫ મું.

કુળ ભક્તિનું શુદ્ધ સહુથી મોટું;
તેમાં સમાન સહુ સારૂં ખોટું રે. ટેક.

ચાર વેદ ભણે ગતિ ના થાય,
કરે અડસટ તીરથ ગંગા ના'ય,
તજે અંન સદા દુગધાય,
તોએ તેના મનતણો સંદે' નવ જાય,

---

૪ સ્થૂળ–સ્થૂળદેહ–પિંડ, બ્રહ્માંડ.

ઓળખે આત્મા અખંડ, ઓળખે આત્મા અખંડ,
થાય વાસનાનો ભંગ,
ત્યારે ચઢે અખંડ રંગ,
જ્યારે મન થયું [1]અપંગ,
ત્યારે ગુરૂ ચરણમાં ચિત્ત ચોટ્યું, ચોટ્યું કે કુળ મોટું. કુળ૦ ૧
મન શુદ્ધ એક વરતે વરતે,
ઘણા મરી ગયા સેવા પૂજા કરતે,
આત્મા જડે નહિ સેવા સાધન ધરતે,
ઘણા મરી ગયા એવાં કર્મ કરતે,
ભગમાં આવે તેને કાળ, ભગમાં આવે તેને કાળ;
ભગથી ન્યારો તે ગોપાળ,
તેને એકુ નહિ જંજાળ,
તેને એકુ નહિ ફાળ,
જાણું એમને પછી ગુરૂચરણમાં લોટું લોટું, કે કુળ મોટું. કુળ૦ ૨
શ્રીપાત ભગત થયો શુદ્ધ એક બ્રહ્મ લાધે,
ઝેર ચઢે નહિ સાચી બૂટી ખાધે,
દેવ વશ થયા ક્રિયા મંત્ર સાધ્યે,
આત્મા ચીન્યાથકી જ્ઞાન ઘણું વાધે,
મૂળ માટીનો આ ઘાટ, મૂળ માટીનો આ ઘાટ;
તેના બન્યા બહુ ઠાઠ,
તેણે જૂજવાં માંડ્યાં હાટ,
તેથી થયો છે ઉચાટ,
તેને ચઢી ગયો કાટ,
તેથી ફરે ચારે વાટ,

---

૧ અપંગ–લૂલું–કાર્ય કરવાને અશક્ત.

તેથી ગુરૂપ્રતાપે સંશેથી હું છૂટું, છૂટું કે કુળ મોટું. કુળ૦ ૩

ઘઉંની બને શીરો પૂરી ને સેવો,
ખાંડ એક ભળે તો થાય ઘણો મેવો,
અગ્નિ એક મસાલ કંડીલ દીવો,
રંગ રૂપ નહિ તેને ઓળખી લેવો,
જાત જાત મળી જાય, જાત જાત મળી જાય;
તેની વાત નવ થાય,
પોતે પોતાનું જે ગાય,
તેને ઘણું સુખ થાય,
તે તો કંઇએ નવ જાય,
બાપુ કહે સતનામ દ્રવ્ય મળ્યું તેને લુંટું, લુંટું કે કુળ મોટું. કુળ૦ ૪

### પદ ૬ ઠું.

એક તારે એક તાર મેળવો,
અલખ સંગાથે મારૂં મન રાચ્યું;
પોલો વાંસ જેને મૂરખ કહિયે,
ગાઇ ગાઇને દુખ્યું ડાચું;
તુમડું મન અડ્યું જ્યારે પાસે,
ત્યારે ભજન પડશે સાચું. એક તારે એક૦ ૧
ખૂંટી માંહી નામ હરિનું,
તેના પ્રતાપે તું જાચું;
સુરતા ઘોડી તાછ મેળવે,
કાયા ચામડું છે કાચું. એક તારે એક૦ ૨
રેખ કરમની નાખી ઠોકી,
સતગુરૂ આગળ જઇ જાચું;

કીરતારે કીરતાર મેળવો,
એવી કથા નિત્ય નિત્ય વાંચુ. એક તારે એક૦ ૩
અખંડ જોત ખોલી નવ જાણી,
ઘીમાં પાણી શું સીંચું;
કહે બાપુ નકલંક નામ છે,
જાણી જોઇને આંખો શું મીચું. એક તારે એક૦ ૪

## પદ ૭ મું.

આરતી કીજે અંતર માંહી, મેં તો ઘટ ઘટ દેખા સાંહી;
આરતી કીજે અંતર માંહી. ( ટેક )
પાંચ તત્વકી બની હે આરતી, કપટ કૂડ સબ હે માંહી;
ગર્વકો ઘી ભ્રમકોઅગ્નિ, ચેતા દો તુર્ત હી દેખો સાંહી. આ૦ ૧
અપને બ્રહ્મા વિષ્ણુ શિવ આરતી ઉતારે, ઝળમળ જ્યોત સવાઈ;
સમઝે વાકો તો સબ હોવે, ના સમઝે વાકો નવાઇ. આર૦ ૨
પાંચ પચીશ સખી નાચન લાગી, શૂન્યશિખરકે માંહી;
આપમાં આપ સોહં સમાએ, ગુરૂજીએ સાન બતાઇ. આર૦ ૩
દાસના દાસા બાપુ ભગત મીરા, જાગ જગત હરિ નાહીં;
જો શોધો તો મીલત નહીં, પણ ખેલે સંતો માંહી. આર૦ ૪

## પદ ૮ મુ.

માળાનો મર્મ નવ જાણો, આંખો મીચીને મણકા તાણો,
માળા ફેરવે મન માંહી ઠેકાણો, રામ કહે કો સમજ ટાણો;
દેહમાં દેવ તેને નહિ જાણો, જઈ કાષ્ટ પાષાણને માણો,

---

૪ નિકલંક—કલંક વગરનું.

૧ સાંહી—સાંઇ ( હરિ ). ૩ પાંચ—તત્વ. પચીસ—પ્રકૃતિ. સોહં ( 'તે હું છું" ) એવી વૃત્તિ.

માળાનો મર્મ નવ જાણો, આંખો મીચી મણકા તાણો. ૧
છાપ તિલક ને માળા રાખે, કૂડ કપટ ને અસત્ય ઘણું ભાખે,
હાથમાં માળા ક્રોધ ભર્યા કાળા, એ તો નિશ્ચે ડૂબાડયાના ચાળા;
માળાનો મર્મ નવ જાણો, આંખો મીચીને મણકા તાણો. ૨
માળા ફેરવી પુત્ર દ્રવ્ય માગે, જઇ શિવના દેવળમાં લાંઘે,
જગત સુવે સદ્‌ગુરૂ જાગે, સમજે તેને એ શબ્દ વાગે;
માળાનો મર્મ નવ જાણો, આંખો મીચીને મણકા તાણો. ૩
સત્ય ગુરૂ મળ્યામાં મુઝાણું, છસેં એકવીશ હજાર દમ માણું,
એ તો થાય છે રાત ને વાણું, ઉન્મુનિ ઘરમાં મળે ટાણું;
માળાનો મર્મ નવ જાણો, આંખો મીચીને મણકા તાણો. ૪
માળા જાણે જનક શુક જોગી, માળાના વ્યાસ શિવ ભોગી,
બ્રહ્મમાં ભળ્યા ચોરાશીના રોગી, માળા તો ઘણી મોંઘી;
માળાનો મર્મ નવ જાણો, આંખો મીચીને મણકા તાણો. ૫
ધીર ગુરૂની માળા સંગે તાળી, ઉન્મુનિ ઘરમાં વનમાળી,
દાસ બાપુને માળા તે આલી, મહાપ્રેમ કરીને ઝાલી;
માળાનો મર્મ નવ જાણો, આંખો મીચીને મણકા તાણો. ૬

## પદ ૯ મું.

હુક્કો પીધો ગુરૂ દયાથકી જ્ઞાનનો જો;
દમ ખેંચ્યો ધણી તારા ધ્યાનનો જો. હુ૦ ૧
તન હુક્કો ઘટ ઘટ સ્વામી બોલતો જો;
પ્રેમ જળમાં હુક્કાને ઝકોળતો જો. હુ૦ ૨

---

૧ માળા ઇ૦—તમે માળા ફેરવો છો પણ તેનો મર્મ સમજતા નથી.

૪ છસેં એકવીશ હજાર—એકવીશ હજાર ને છસો ૬ ઉન્મુનિ—પાંચમી અવસ્થા.

પ્રથમ ચલમ ચતુરાઇ ખાસી કરી જો;
કૂડ કપટ તમાકુ તેના માંહી ભરી જો. હું૦ ૩
મેળ મેર ગુરૂની પ્રીતે કર્યો જો;
ચિત્ત ચીપીએ તો બ્રહ્મ અગ્નિ ધર્યો જો. હું૦ ૪
ને' નરભે નારાયણકેરા નામની જો;
શોભે દામણી તે અચળ અખેધામની જો. હું૦ ૫
ગુરૂ ધીરાને હુંક્કો ભરી આપિયો જો;
દાસ બાપુ પોતાનો કરી થાપિયો જો. હું૦ ૬

## પદ ૧૦ મું.

સદ્‌ગુરૂ સ્વામી, વા'લમજીને સમજાવીને ઘેર આણ્યા છે;
મોહનવરને, મહિયરિયામાં મેં બેની માણ્યા છે. ટેક.
પુરી કીધી સદ્‌ગુરૂ સ્વામી, દૂધપાક બન્યો છે અંતરજામી;
પ્રેમના પેંડા બડા નામી, સ૦ ૧
લેહ લાડુ સાકર શબ્દતણી, મન મેદાની પુરી વણી;
જ્ઞાન ઘીમાં ઝબકોળી ઘણી, સ૦ ૨
શીરો શાણપણ છે તલધારી, આરતનાં અથાણાં પર વારી;
ભાજી રાજી થઇ વઘારી, સ૦ ૩
સત્યને સેવો તો વા'લાને ભાવો, સૂરણ કાપ્યું તો ચોખો કા'વો;
દિલ ડહાપણને રાખો હાવો, સ૦ ૪
નવ તત્વ જલેબી તરત તાવી, સત્સંગ સાકર સારી આવી;
તે તો વાલમજીને મન ભાવી, સ૦ ૫

---

૪ મેળ ઈ૦–બ્રહ્મ સાથે મેળ ( મેળાપ )રૂપી મેર ( હુક્કાનો ) કર્યો. ૫ ને'–નેહ (હુકાની ).

૨ લેહ—લત—ધ્યાન. ૪ હાવો—હવે. ૫નવ તત્વ—પૃથ્વી, જળ, તેજ, વાયુ. આકાશ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર.

ગુરૂમતિ જળકેરો ભર્યો લોટો, સમજણનો થાળ પીરશ્યો મોટો;
એવું પીરસે તો કોણ કહે ખોટો, સ૦ ૬
ભાવનો ભૂખ્યો છે આત્મા મારો, તો તો શુકન રહે મારો તારો;
તુલસી સુરતાની માંહી ધારો, સ૦ ૭
બાપુ બીડું ચાવ્યું ખટ ઉર્મિતણું, સેવકને આનંદ થયું છે ઘણું;
સૌ મારે સમતુલ્ય મેરૂ અણુ, સ૦ ૮

## પદ ૧૧ મું.

## રાગ મારૂ.

માયા ભક્તિને આધનું વેર;
ભક્ત ઉપર ધણીની મેહેર. ટેક.
પરણી નારી વાતો કરે છે,
ભક્ત થયા ને ગાતા ફરે છે;
તમે હાથમાં ઝાલી છે માળા,
ત્યારના જાણુંછું હું ચાળા. માયા ભક્તિને૦ ૧
તમે સાધુ સંગત કીધી ખાસી,
છૈયાં મેલીને જશો નાશી;
એમ બળતી બોલે છે રીસે,
આ કાંશી માળા લો જગદીસે. માયા ભક્તિને૦ ૨
સાસુ કહેછે ખોટું કરો છો,
વેરાગીની સંગે ફરો છો;
દુ:ખ પામે એની રે બેટી,

---

૮ ખટ ઊર્મી—ક્ષુધા, તૃષા, જન્મ, મરણ, ટાઢ, તાપ. અણુ—પરમાણુ.

૨ જગદીસે-જગતને દેખાય તેમ.

•પાસ ના મળે વાલની વીંટી. માયા ભક્તિને૦ ૩
ભક્ત જગતને આધનું વેર,
સાળોજી કરે ઘણું કે'ર;
માયા ભક્તને દુઃખ ઘણું છે,
ભક્ત તો સુખ દુઃખ એક ગણે છે. માયા ભક્તિને૦ ૪
દુઃખ સહે છે તે સુખને સારૂ,
ઘડી એક ના ધણીને વિસારૂ;
પ્રેમથકી હરિગુણ ગાશ,
માયા થઈ રહેશે દાસ. માયા ભક્તિને૦ ૫
ધણી મનમાં ગમે ત્યાંથી આલે,
તેમાં માયાનું નવ ચાલે;
ભક્ત ઉપર ધણીની છે માયા,
જગત બધે શીશ નમાયા. માયા ભકિતને૦ ૬
જે ધણીની માનીતી છે રાણી,
વેદ ત્યાં ભરતો પાણી;
મન બુદ્ધિ માયાને તોડી,
સુબુદ્ધિ સ્વામી સંગે જોડી. માયા ભકિતને૦ ૭
ધીર ગુરૂજીનાં ઘર ભાણી દોડી,
દાસ બાપુ કહે કર જોડી;
માયા ભકિતને આધનું વેર.
ભકત ઉપર ધણીની મે'ર. માયા ભકિતને૦ ૮

---

૮.•ધીર ઈ૦–બાપુ ધીરાનો શિષ્ય હતો માટે પદને અંતે તેનું નામ પણ આપ્યું છે. તે નિરાંતનો પણ શિષ્ય હતો માટે કેટલીક જગોએ પોતાની સાથે નિરાંતનું પણ નામ આપ્યું છે.

## પદ ૧૨ મું.

વા'લો મારે ઘેર આવ્યા છે હેલી રે;
સખી મેં તો કૂળમરજાદા મેલી રે. ૧
જગતતણાં વેણ તે ઝેરના પ્યાલા રે;
ગુરૂજીના શબ્દ મને લાગે વા'લા રે. ૨
સગાંને તો લેવું દેવું તે પડે છેટું રે;
ગુરૂજીને પ્રેમ કરીને ભેટું રે. ૩
વા'લો મને લાડ તે બહુ લડાવે રે;
બંગલા ને બેઠા બેઠા ઘાટ ઘડાવે રે. ૪
બંગલાની કુંચી વા'લાને હાથ તાળું રે;
બાપુ કહે સત્ય નામ લાગે મને વા'લું રે. ૫

## પદ ૧૩ મું.

ભણી ભણીને શું ભણીએ રે,
ભાઇ ભણવાનો પાર નથી;
મૂળ વિદ્યાનું કોઇ ના જાણે,
ઘણા ભણેલા મૂઆ મથી. ટેક. ૧
ભણી ચાર વેદ ખટશાસ્ત્ર જાણીએ,
વ્યાકરણ વાણી કથા કથી;
સંસ્કૃત સૌ સમજ્યામાં આવ્યું,
મૂળ ના સમજ્યા વિદ્યાથકી. ભણી ભણીને૰ ૨
વાલ્મીકિ વ્યાસ વૈશંપાયન ઋષિ,
સનક સનાતન નારદથી;
આદિ અમૂલ્ય તો નવ ઓળખાયું,

૪ બંગલો—દેહરૂપી.

.શુક શેષ ને શારદથી. ભણી ભણીને૦ ૩
બ્રહ્મા ભાખ્યા વેદ પ્રકાશી,
હરિ હર હાર્યા હારદથી ;
તેથી ભારે કોણ ભણેલા,
બ્રહ્મદેવ ઉદ્દાલકથી. ભણી ભણીને૦ ૪
પરા પશ્યંતી મધ્યમા વૈખરી,
વિદ્યા આદ્ય ભણી વાણીથી;
વાણીના પ્રેરકને પીછો,
આદ્ય કહો એ વાણીથી. ભણી ભણીને૦ ૫
ૐકાર આદ્ય ભયી સહુ ઉતપત્ય,
કાર ઉપન્યો માયાથકી;
માયાના પ્રકાર પીછો,
બાપુ આદ્ય ભાઈ અનાદિથી. ભણી ભણીને૦ ૬

## મહિના.

અષાડ માસમાં રે, અંતરજામી આવ્યા ઘેર,
સુરત રાજી થઈ રે, વા'લે મારે મુજ પર કીધી મે'ર;
બન્ને ભેળાં થયાં રે, આજ મારે થઇ છે લીલાલે'ર,
ગુરૂ કૃપા કરી રે, કાઢી નાખ્યું મનનું ઝેર;
અખંડ પરમાત્મા રે, કોઇની સાથે ના રાખ્યું વેર,
બાપુ કહે ભજ નામને રે, કોઇને ના કહેવું તે મેર. ૧
શ્રાવણ માસમાં રે, શોધી કાઢ્યું નિજ ભુવન,

---

૪ હારદ—હૃદયનો મર્મ. ઉદ્દાલકથી—એ નામના મુનિથી. ૫ પરા, ઇ૦—ચાર પ્રકારની વાણીનાં નામ છે. ૬ ભયી-થઇ. કાર-( સંસાર રૂપી ).

જ્યાં દેખું ત્યાં હરિ હરિ રે, જોઇને મગ્ન થયું છે મન;
નમું ગુરૂદેવને રે, હાવે ફરી નથી ધરવું તન,
મરણ બે ભાગિયો રે, કૃપા કીધી સાધુ જન;
બાપુ કહે ભજ નામને રે, જીવને વા'લું છે જીવન. ૨
ભાદરવા માસમાં રે, ભક્તિ આવી છે નિરધાર,
ફેરા હું તો નહિ ફરૂં રે, ઘેર મારે બેડાં આવ્યો પાર;
અખંડ ધન લાધિયું રે, મનનો ગમતો મળિયો માલ,
ભજન ભૂલું નહિ રે, સુરતા થઇ રહી છે એકતાર;
બાપુ કહે ભજ નામને રે, મારે નામતણો આધાર. ૩
આસો માસમાં રે, ચઢ્યો છે અવિનાશીનો રંગ,
બીજું ગમતું નથી રે, ઝાલ્યો મેં તો સતગુરૂનો સંગ;
વાલમને જોઇને રે, મારૂં મન થયું છે ડંગ,
અખંડ પરમાત્મા રે, બીજું સરવે છે આભંગ;
બાપુ કહે ભજ નામને રે, મટાડ્યું ચોરાશીનું વંગ. ૪
કારતક માસમાં રે, કારજના કર્ત્તા નથી કાંઈ દૂર,
ગુરૂ કૃપા કરી રે, વા'લો મારા દીઠા છે ભરપૂર;
અજ્ઞાન રાત્રી મટી ગઇ રે, જ્ઞાનનો ઉગ્યો ત્યાં સૂર,
જ્યાં દેખું ત્યાં હરિ હરિ રે, ચોદશ ઝળકી રહ્યું છે નૂર;
બાપુ કહે ભજ નામને રે, હરિનું નામ એક અમૂલ્ય. ૫
માગશર માસમાં રે, મારે વા'લા સાથે વાહાલ,
લાગે મીઠડા રે, પ્યારા નામ સ્નેહી લાલ;
ગુરૂ કૃપા કરી રે, મટાડ્યું સંશયરૂપી સાલ,
બાપુ કહે ભજ નામને રે, તેને કદી ન આવે આળ. ૬
પોસ માસમાં રે, પૂરી પ્રાણ સાથે પ્રીત,

---

૩ ફેરા—જન્મ મરણના. ૪ ડંગ—દિંગ. વંગ—આંખરૂં.

ભજન ભૂલું નહિ રે, એ તો પતિવ્રતાની રીત;
ગુરૂ કૃપા કરી રે, ભાગી નાખી ભ્રમની ભીંત,
અલખ વર ઓળખ્યા રે, રાજી થઇછું ગાવા ગીત;
બાપુ કહે ભજ નામને રે, તેને નહિ તાપ ને શીત. ૭

માહા માસમાં રે, મારા મનનો કાઢ્યો મેલ,
ગુરૂ કૃપા કરી રે, મૂકી દીધાં સઘળાં ફેલ;
ખૂબ ખૂબી બની રે, આજ મારે થઇ છે રંગની રેલ,
તત્વ કાઢ્યું તારવી રે, જ્યમ તલમાંથી કાઢે તેલ;
બાપુ કહે ભજ નામને રે, નામનો ખરે ખરો છે ખેલ. ૮

ફાલ્ગુન માસમાં રે, મારા મનની કાઢી ફૂલ,
ફૂલ કરમાય છે રે, કાચી કાયા મળશે ધૂળ;
ભજન કરશે નહિ રે, તેનું બે કોડી છે મૂલ,
અખંડ એક આતમા રે, બીજું બાકી સરવે ધૂળ;
બાપુ કહે ભજ નામને રે, કાચી કાયા આકડાનું તૂર. ૯

ચૈતર માસમાં રે, ચંતને દેખાડ્યું છે આપ,
ગુરૂ કૃપા કરી રે, મટાડો ત્રિવિધના તાપ;
અલખ વર ઓળખ્યા રે, હાવે કોના જપીએ જાપ,
બાપુ કહે ભજ નામને રે, નામની ખરેખરી છે છાપ. ૧૦

વૈશાખ માસમાં રે, જાણી વિશ્વંભરની વાત,
અખંડ પરમાતમા રે, તેને નહિ નાત ને જાત;
મરણ જરણ નહિ રે, તેને નહિ દીન ને રાત,
ગુરૂ ચેલા નહિ રે, તેને નહિ માત ને તાત;
બાપુ કહે ભજ નામને રે, એ તો શોભે છે સાક્ષાત. ૧૧

જેઠ માસમાં રે, જાણે જગજીવનનો મરમ,

મેવાશી માંહેલા રે, તે તો સરવે થયા છે નરમ;
લેવાનું હરિનામ છે રે, આલવાનું અંન દાનનું ધર્મ,
બાપુ કહે ભજનામને રે, જેણે દૃષ્ટિ ચીની મર્મ. ૧૨
સંવત અઢારમાં રે, નેવુંની સાલે મહિના બાર,
હું ને તું નહિ રે, સખી મેં ત્યાં દીઠા કીરતાર;
ગુરૂ કૃપા કરી રે, રાજી થઈ છે સુરતા નાર,
બાપુ કહે ભજ નામને રે, નામને સમજે આવ્યો પાર. ૧૩

## પરજીઓ ૧ લો.

સરજનહાર હોય સાધવી,
લાલચ મેલ મેલીને ચાલો વાજવી;
અહો રંગીલા રૂડા રાજવી. ટેક. ૧
એક નારી અસત્ય ભાખતી,
રાજવી તમને મરણ ના હોય રે;
સર્વે નારી સત્ય ભાખિયું,
મરણ હોય હોય હોય રે. સરજન૦ ૨
જેનું મુવું તે ઘરમાં રડે,
બીજું બીજી કરે વાત રે;
એક કૂટે છે મહા ક્રોધમાં,
બીજી ઠાલા નાખે હાથ રે. સરજન૦ ૩
એક ગયો મશાણમાં,
બીજાનું ઓષડ થાય રે;

---

૧૨ મેવાશી ઇ૦–માંહેલા ( અંતઃકરણમાંના ) મેવાશી ( અર્થાત્ મેવાશી જેવા કામક્રોધાદિ ) સર્વે જગજીવનનો મર્મ જાણવાથી નરમ થયા છે.

૧ મેલ–મલિનપણું.

ત્રીજાની ઘડીઓ ગણાય છે,
ચોથાની ઠાઠડી બંધાય રે. સરજન૦ ૪
દાસ બાપુને ધીરો મળ્યા,
થયુ ધીરે ધીરે કામ રે;
જરણુ મરણુ મટી ગયું,
મને મળ્યા આત્મારામ રે. સરજન૦ ૫

## પરજીઓ ૨ જો.

બાપુ પધાર્યા સતધામમાં, સૌને કહેજો શ્રીરામ રે;
નામ નીરાંત તારી સાનમાં, મારે જાવું ગોવિંદગામ રે. બાપુ૦ ૧
ફૂલ ખીલીને ખરી પડે, એવું કાયાનું છે કામ રે;
માટે ચેતીને ચુપ ચાલવું, મૂકી મમતા તમામ રે. બાપુ૦ ૨
આજ આનંદ મારા અંગમાં, પરબ્રહ્મ ભેળાં થઇએ રે;
જ્ઞાન રાખીને ગર્વ ટાળજો, સંત માનો સાચું કહીએ રે. બાપુ૦ ૩
સ્વપ્નું હતું તે સમાઇ ગયું, સુરતા થઇ છે એક તાર રે;
સરિતા સિંધુમાં ભળી ગઇ, પળમાં પામી ભરતાર રે. બાપુ૦ ૪
સંવત અઢાર નવાણુવો, ઉત્તમકારી આસો માસ રે;
સુદ એકાદશીને બુધરાત્રીએ, ગયા ધામ બાપુદાસ રે. બાપુ૦ ૫

## પરજીઓ ૩ જો.

જગતને મરણની બીક છે, આનંદ મારે મન રે;

---

૫ જરણુ—જરાવસ્થા પામવાપણું ( જનન હોય તો જન્મવાપણું).

૧ તારી સાનમાં—તેં બતાવેલી નામ રૂપી સાનમાં. અથવા જ્યાં નીરાંત ગુરૂ સાનામાં (જામીન ગીરીમાં) છે ત્યાં ગોવિંદના ગામમાં જવાનું ( જન્મ મરણ ન થતાં મુક્તિ મળવાની ). ૪ સરિતા અંતર્વૃત્તિરૂપી નદી. સિંધુ–( આનંદ બ્રહ્મરૂપી ).

સાંધે સાંધો રે મળી ગયો, માટે ગુરૂજીને ધન્ય રે. જગત૦ ૧
સમા તે જોગ આવી મળ્યો રે, બિંદુ પડ્યાનો આ જોગ રે;
તાશીર આવી મળી આ દેહની, ઉદય થયો છે આરોગ રે. જગત૦ ૨
બિંદુ પડે ને બીજ સુધરે રે, દેહ રહે ત્રણ દિન રે;
મૂળમાંથી પાચો ખશી પડ્યો, ક્ષણભંગ આ તન રે. જગત. ૩
એકવીશ હજાર છસેં કાળ છે રે, રાતદિન કહીએ કાળ રે;
એમને રૂંધીને રાખશે, માથે મરણતણી ફાળ રે. જગત૦ ૪
અંતઃકરણ હોય ઉજળાં, ઇંદ્રી બ્રહ્મા કહેવાય રે;
પાંચ તત્વને તન્માત્ર, તમો ગુણમાં સમાય રે. જગત૦ ૫
ત્રણ તે ગુણ અહંકારમાં, અહંકાર માયા લીન રે;
પુરૂષ પ્રકૃતિ મળી આત્મા, ભેદ કહ્યો ભિન્ન ભીન્ન રે. જગત૦ ૬
મન હતું તે મટી ગયું, આત્મા પરમાત્મા એક રે;
બાપુ સમાયા સતધામમાં, કોય સમજે વિવેક રે. જગત૦ ૭

---

૧ સાંધે સાંધો--અર્થાત્ તત્વેતત્વ. ૪ એકવીશ હજાર છસેં--શ્વાસો શ્વાસ (રાત્રી દિવસના). ૫ ઇંદ્રી--ગુહ્યેઈંદ્રિય. પાંચતત્વ-પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ. તન્માત્ર--પાંચ તત્વોના ગુણ. (અનુક્રમે ગંધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ). તમો ગુણ-મલિન જડાત્મક ગુણ. બાપુએ અહીં લયનો પ્રકાર બતાવ્યો છે. એવી રીતે કે જે તત્વોનો દેહ બન્યો છે તેમાંનું પ્રત્યેક તત્વ યોગીએ તેના કારણમાં લીન કરતાં જવું. જેમ પૃથ્વીનો જળમાં, જળનો અગ્નિમાં, અગ્નિનો વાયુમાં, વાયુનો આકાશમાં, આકાશનો તમો ગુણમાં, તમસ્ આદિ ત્રણે ગુણનો અહંકાર નામે તત્વમાં, અહંકારનો માયાતત્વમાં અને માયાનો પુરૂષમાં લય કરવો. માયા એ પ્રકૃતિ અને પુરૂષ એ આત્મા છે. એમ થવાથી "હું સુખી દુઃખી" એમ કલ્પના કરનારા મનનો નાશ થવાથી આનંદ સ્વરૂપ માત્ર અવશિષ્ટ રહે છે એજ મુક્તિ કે પરમપદ છે.

# ષડ્રિપુના રાજીઆ.

## કામદેવનો.

### રાજીઓ ૧ લો.

પાધર પરોણા હોય પાટવી,
તમે તમારૂં મૂક્યું એ તાજવી;[1]
અહો રંગીલા રૂડા રાજવી. ૧

કામનીઓ કૂટતી કારમી,
પાટવી આ પાધર ન હોય રે;
બીજી બાઇઓ તે કે'તી નથી કારમુ,
રાજવી મરણ હોય હોય હોય રે. પાધર૦ ૨

સ્વામી તમે તે મોજો ઘણી માણતા,
આ તો થયો કાળો કેર રે;
ત્યારે બીજી તો બોલી એમ થાય છે
નથી લીધાં દૈવે તે વેર રે. પાધર૦ ૩

સ્વામી સેજતળાઇઓ સૂની પડી,
મુને ગમશે કેમ ઘેર રે;
બીજી તે બાઇઓ એમ બોલતી,
માનો તમે મા'વજીની મેર રે. પાધર૦ ૪

કંથ ગાલમશુરિયાં મેલાં થયાં,
તેનો હવે કાઢે કોણ મેલ રે;
કૂટનારી કે' થશે ન થયું,
મળશે એમને વિમાનની વે'લ રે. પાધર૦ ૫

---

૧ તાજવી-તાજુબી—આશ્ચર્ય.

આદરો સ્વામી ફાટી ગઇ,
હવે તે તો લાવેજી કોણ રે;
સન્મુખ ઊભાં એમ બોલતાં,
પળ્યું બાઇ તારૂં તો પોણ રે. પાધર૦ ૬
સ્વામી પલંગ તો હાલી ગયો,
હવે એને કરે કોણ ઠીક રે;
બીજી બાઇઓ એમ બોલતી,
લાગી નહિ જમડાની બીક રે. પાધર૦ ૭
પાટી ટૂટી ને છતરી પડી,
મારૂં નવ માને હવે કોઇ રે;
કૂટનારી કે'તી ઝમ્મર થયો,
તમે રહો હવે રોઇ રે. પાધર૦ ૮
ભર્તાર પાન શે ભોગીએ,
નથી મળતો એનો સાજ રે;
સામી ઊભી એમ ઉચ્ચરી,
ગયાં બાઇ રામજીનાં રાજ રે. પાધર૦ ૯
મને બીડી કરી કો ખવાડશે,
ખાવ ખાવ કે'શે કોણ રે;
ત્યારે બીજી તો બોલી એમ થાય છે,
તોય પડ્યું નહિ જાણુ રે. પાધર૦ ૧૦
આ તો ચીર ચતુરા નથી ઓપતું,
તમે બીજું બદલો બાળ રે;
કૂટનારી કે'તી નખોદિયા,

---

૬ પોણુ–પણ. ૮ ઝમ્મર–કેહેર. ૯ પાન–તાંબૂલ અથવા મદ્યપાન.

જાણ્યો નહિ કૂડો કાળ રે. પાધ્ર૨૦ ૧૧
હવે અંગે તેલ કોણ લાવશે,
મને જોઈ ખુશી કોણ થાય રે;
ત્યારે સામી તે હારની ઉચ્ચરી,
થયું નહિ કોઈ સા'ય રે. પાધ્ર૨૦ ૧૨
આવો બેસો હવે કો કહે,
સ્વામી હવે કરશે કોણ લાડ રે;
કૂટનારી કે'તી કૂડું થયું,
માન્યો નહિ પ્રભુજીનો પાડ રે. પાધ્ર૨૦ ૧૩
સ્વામી ! મેશ કોણ અંજાવશે,
હવે મારે કંકુની શી આશ રે;
બીજી તે બાઇઓ એમ બોલતી,
બેની નવ જાણ્યો એણે પાશ રે. પાધ્ર૨૦ ૧૪
હીંચોળાખાટ સૂની પડી,
હવે એમાં મઝા માણે કોણ રે;
(ત્યારે) સામી તે હારની ઉચ્ચરે,
જાણ્યું નહિ મરવું છે ઓણ રે. પાધ્ર૨૦ ૧૫
આ તકતાને કોણ સ્વામી ભાળશે,
એમાં ચિતર્યા સારાં ચિત્ર રે;
કૂટનારી કે'તી કમોતથી,
મુઆ રહ્યા નહિ જો પવિત્ર રે. પાધ્ર૨૦ ૧૬
પરોણાને પરો હવે કો કરે,
આવી કોણ સૂશે મારી સાથ રે;

---

૧૨ લાવશે–લગાડશે. ૧૪ પાશ–મરણરૂપી કે માયારૂપી.

કૂટનારી કે'તી કર્મમાં નહિ,
નવ જાણ્યો જદુનાથ રે. પાધર૦ ૧૭
સ્વામી મદિરા તે હવે કોણ લાવશે,
કોણ કે'શે પિયો પિયો નાર રે;
કૂટનારી કે'તી ગજબ કર્યો,
જાણ્યો નહિ કૂડો આ સંસાર રે. પાધર૦ ૧૮
સ્વામી રીસામણાં હવે કો કરે,
કોણ જાળવશે માન રે;
વચમાં ફરતી બાઈ ભાખતી,
જવાનીમાં જાણ્યો નહિ જાન રે. પાધર૦ ૧૯
સ્વામી હાવ ને ભાવ હવે ગયા,
ગઈ સ્વામી શરમની વાત રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
પે'લી એણે જાણી નહિ જાત રે. પાધર૦ ૨૦
સ્વામી ફૂલડાં હવે કોણ લાવશે,
મને હવે પેરાવે કો હાર રે;
સામી તે ઉભી એમ બોલતી,
સમે જાણ્યા નહિ સમાચાર રે. પાધર૦ ૨૧
ગજરા તે ગુંથી કોણ લાવશે,
કે'શે કોણ પે'રો વધે પ્યાર રે;
વચ્ચે ફરતી જેહ ફૂદડી,
તે તો કે'તી માણ્યો છે સંસાર રે. પાધર૦ ૨૨
સ્વામી અમે મોઢું ક્યાં મચકોડિયે,
મનમાં ગમે તોય કહીએ કંઇ નાય રે;

---

૧૭ પરો—દૂર. ૧૯ જાન-જીવ-આત્મા. ૨૦ જાત—આત્મસ્વરૂપ.

ફૂટનારી કે'તી સારૂં થયું,
જીભે નવ કહી કદી હાય રે. પાધર૦ ૨૩

સ્વામી અત્તરને કોણ લાવશે,
ફાયો મને આપશે કો ભાયો રે;
ફૂરનારી કે'તી ફરી ફરી,
બાઇ ગુણ ગોવિંદ ન ગાયો રે. પાધર૦ ૨૪

સ્વામી મને શણગાર કોણ સજાવશે,
હવે મને કે'શે કોણ સારી રે;
ફૂરનારી કે'તી ફરી ફરી,
બાઇ એ તો ધર અવિચારી રે. પાધર૦ ૨૫

કંથ મારો કર સાઈ કો જશે,
બોલો બેસો કેશે કોણ સ્વામ રે;
ફૂટનારી કે'તી ઝમ્મર થયો,
નથી લીધું રામનામ રે. પાધર૦ ૨૬

મારે કાજે તે સગાં કોણ છોડશે,
હવે કોણ ઉઠાડશે સંત રે;
સામી ઊભી એમ બોલતી,
જોઈ ભજન દાખવતો ( એ ) દંત રે. પાધર૦ ૨૭

મને ગાડીઓમાં સ્વામી કોણ લઈ જશે,
ચાંદાતણું ચાંદરણું તે ક્યાંય રે;
ફૂરતી ફૂરતી એમ બોલતી,
મળશે સુખ જમપુરી માંય રે. પાધર૦ ૨૮

---

૨૪ ફાયો—અત્તરનું પુમડું. ભાયો—ગમતો. ૨૫ ધર-પ્રથમથીજ.
૨૭ દંત દાખવતો-હસતો.

સ્વામી આલિંગશું હવે કઇ રીતે,
અમે હવે ખાઈશું ક્યાંહી વાય રે;
કૂટનારી કે'તી ન જાણિયું,
લાખો જીવ આવે અને જાય રે. પાધ્ર૦ ૨૯
એમ બાપુ તે રડતી બાપડી,
નવ સમજ્યોમૂઢ કંથ રે;
ફરતાં ફરતાં તે ધીર નવ સાંપડ્યો,
નવ ન્યાળ્યો નીરાંતનો પંથ રે: પાધ્ર૦ ૩૦

---

## ક્રોધનો.

## રાજીઓ ૨ જો.

સામા થતા હોય સાધવી,
તે તો તમારી જોડ ક્યાંહી લાધવી;
અહો રંગીલા રૂડા રાજવી. ૧
માડી તે છાતી કૂટી બોલતી,
રાજવીના વેરીડા ન હોય રે;
(ત્યારે) ઝીલનારી કે'તી ખરૂં ખરૂં,
મરણ હોય હોય હોય રે. સામા૦ ૨
ભાઈ તારો તે દેહ મોટો ઘણો,
હારે તુંથી રાણો ને રાવ રે;
કૂટનારી કે'તી થઈ ગયું,
કીધો બાઈ કાળે કૂડો દાવ રે. સામા૦ ૩
દિકરા દાનવ હારે તુંથકી,

હારે મોટો રાવણ શો રાય રે;
ફૂટનારી કે'તી ખરૂં ખરૂં,
કાળ મુઓ રામજીને ખાય રે. સામા૦ ૪
તારા પગ તળે તે ભાઈ પીલતો,
વાઘ અને મોટા નાગ રે;
ફૂદડી ફરતી ફરતી બોલતી,
એણે જાણ્યું નહિ કાળ કરે ભાગ રે. સામા૦ ૫
દિકરા લપડાક ઝટ જઈ મારતો,
તું તો નવ સાંખતો લગાર રે;
સામી ઊભી ઊભી બોલતી,
તેમ કાળે લગાડી ન વાર રે. સામા૦ ૬
દિકરા લઠકણિયો કહી બોલતા,
તે તો મુઆ હસે છે અપાર રે;
ફૂટનારી કે'તી ખરૂં થયું,
હસે આજ જમ નિરધાર રે. સામા૦ ૭
વેળા વંઠે જો ખાવાતણી,
રાતો પીળો થાતો રાજ રે;
ફૂટનારી કે'તી કાં નહિ,
આજ હોલો ઝાલી ગયો બાજ રે. સામા૦ ૮
ભાઈ આંખો તમારી ચઢી જતી,
ત્યારે ડરતો મોટો દેવ રે;
ફરતી તે વિપરીત ભાખતી,
આજ જુઓ જમડા કરે( છે )સેવ રે. સામા૦ ૯
અલ્યા માડીને તું ભાઈ મારતો,

જ્યારે તને ચઢતી રીસ રે;
કૂદડી ફરતી એમ ભાખતી,
પાડે ઝાલ્યો જમડાએ ચીસ રે. સામા૦ ૧૦
ભાઇ બેનને તું તો રંજાડતો,
લોક કે'તા ક્રોધી નામ રે;
સામી ઊભી એમ બોલતી,
તે તો આજ હારી બેઠા હામ રે. સામા૦ ૧૧
ભાઇ રે તું તો દાંત( ઘણા )કકરાવતો,
જેથી ડરે વેરીડા તમામ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
(એ તો ) આજ ભૂલ્યો ક્રોધકેરૂં નામ રે. સામા૦ ૧૨
ભાઇ તારૂં કપાળ ચઢી જતું,
તેમાં વા'લા પડતી કંઇ રેશ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
જમડા તાણે રૂધિરને દેશ રે. સામા૦ ૧૩
આંખો બોચીએ ગઈ બોલતાં,
મુઆ વેરીડા સર્વત્ર રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
જમ આજ જંજીરા જડત્ર રે. સામા૦ ૧૪
દિકરા મુક્કિયો હૃદેમાં મારતા,
ક્રોધે પછાડતા પાગ રે;
ફૂટનાર કે'તી ફેર થઇ ગયો,
નથી મળતો છૂટ્યાકેરો લાગ રે. સામા૦ ૧૫

---

૧૩ રેશ-બીટી-કરચલી. ૧૪ જડત્ર-જડે છે.

રાતું તાતું અંગ થતું મારા રાજવી,
જોરાળા તમે જુગે કાઢ્યું'તું નામ રે;
ફૂટનારી કે'તી કેર થઇ ગયો,
જાણ્યું નહિ પે'લાં પરમધામ રે. સામા૦ ૧૬

ભાઇ તમે ગાળ દઇ ભાખતા,
ડરતાં મુઆં દુશમનિયાં તમામ રે;
ફૂટનારી કે'તી ખરૂં ખરૂં,
તે તો ચાલે ભાલાવાળે ગામ રે. સામા૦ ૧૭

શાણા સાંખવું નો'તા જાણતા,
લઢતા બીજાની લડવાડ રે;
ફરનારી ફરી ફરી બોલતી,
જમડા નવ માને ગુણ પાડ રે. સામા૦ ૧૮

પટલિયા થઇ તમે ઘૂમતા,
શિરે વાંકા રાખી વાળ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
એવાને તો દુઃખ દે છે કાળ રે. સામા૦ ૧૯

ભાઇ ગરીબ તારાથી કાંપતા,
તેણે તુને બાળ્યો મારી વાંસ રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
જમડા તોડે સાણશિયે માંસ રે. સામા૦ ૨૦

ભાઈ રાંધીને અમો બેસતાં,
તે તો થતું ટાઢું જેણી વાર રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,

૧૭ ભાલાવાળે ગામ-જમપુરી.

તેની નવ સુણે જમડા વ્હાર રે. સામા૦ ૨૧
માથુ ફોડવાને ભાઈ ઉઠતા,
રૂઠતા તમે જરા તરા રાજ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
બાંધી નહિ પાણી પે'લી પાજ રે. સામા૦ ૨૨
ખાતાં તે આવે કંઈ કાંકરી,
તમે મારો થાળી માથ રે;
ફૂદડી ફરનારી એમ બોલતી,
આજ નથી કોઈ સાથ રે. સામા૦ ૨૩
પાણીમાં કચરો જો પડ્યો,
તે તો તમે ઢોળો ઘરમાંહી રે;
સામી ઊભી એમ બોલતી,
નવ ચાલે નરકમાં કાંઈ રે. સામા૦ ૨૪
વાળ જો આવે ખાધાવિષે,
તો તો તમે કરો ઝાઝી ઝાળ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
તેને પડે જમડા જોઈ ફાળ રે. સામા૦ ૨૫
ધીમેથી નવ કદી બોલતા,
ધમકાવતા આવી ઊભો કાળ રે;
ફરનારી કે'તી ખરૂં ખરૂં,
તે તો ઊભા દીન થઇ બાળ રે. સામા૦ ૨૬
ખરા ટેલીઆ તે તમથકી ત્રાસતા,
નાસતા માગણ તમામ રે;

ફૂટનારી કે'તી ઝમ્મર થયો,
આંજ તે તો હારી બેઠા હામ રે. સામા૰ ૨૭
ક્રોધીમાં નામ લખાવતા,
કે'તા નવ મારા જેવો કોઇ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
તે તો આજ રહ્યા બેની રોઇ રે. સામા૰ ૨૮
સેવક થર થર કાંપતા,
તને જોઇ કંપે જમરાજ રે;
ફૂટનારી કે'તી જતું રહ્યું,
બેની એ તો મનસાનું રાજ રે. સામા૰ ૨૯
આંખો તમારી ભાઈ ફાટતી,
જોઇ ડરતા સહુ લોક રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
બેની એ તો થઇ ગયું ફોક રે. સામા૰ ૩૦
બાપુ તે ભૂલ્યા ક્રોધી નામને,
ભૂલ્યા એ તો જપ તપ નેમ રે;
નીરાંત ધીર ભૂલી ગયા,
તેનું કેમ કરે જમ બેમ રે. સામા૰ ૩૧

---

## લોભનો.

### રાજીઆ ૩ જો.

સાંચ્યું સંચ્યું હાય સાધવી,
રાજ તમારી જોડ ક્યાંહી લાધવી;

---

૨૯ મનસાનું---મનનું.

અહો રંગીલા રૂડા રાજવી. ૧
દિકરી તે છાતી કૂટી બોલતી,
રાજવીને મરણ ના હોય રે;
ઝીલનારી કે'તી કાં નહિ,
મરણ એ તો હોય હોય હોય રે. સાં૦ ૨
બાપજી વિપરીત વાતો બની ગઇ,
રહ્યું સાંચ્યું સંચ્યું રાજ રે;
કૂટનારી કે'તી ઝમ્મર થયો,
સાંચે કીડી થાય તેતરનું કાજ રે. સાં૦ ૩
બાપજી મે'નત કરી કરી જોડિયું,
ધનમાટે ધ્યાન ચૂકયા બાપ રે;
કૂટનારી કે'તી કેર થઇ ગયો,
આજ દે છે જમડા બહુ તાપ રે. સાં૦ ૪
બાપજી તમે અંગ ન અડાડિયું,
મેળવ્યું મન માન્યું સર્વ રે;
કૂદડી ફરનારી એમ બોલતી,
એની રાખ્યો નહિ કદી ધર્વ રે. સાં૦ ૫
બાપજી દીકરીએ દીવો સહુ બોલતું,
તોય તમે સાંચ્યું ઘણું દામરે;
ફરનારી કે'તી ફરી ફરી,
સાંચ્યું સંચ્યું આવે નરકમાં કામ રે. સાં૦ ૬
મેલાં લૂગડાં રાજ પે'રતા,
જ્યાં ત્યાં કરી મેળવતા નાણું રે;

---

ધર્વ—તૃપ્તિ.

૫

કૂટનારી કે'તી કમર થયો,
જાણ્યું નહિ જમડાનું ટાણું રે. સાં૰ ૭
બાપજી ખાધું નહિ તમે કો દિને,
નવ કાંઈ ખરચ્યું તમે હાથ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
લઈ ગયા સાંચ્યું સહુ સાથ રે. સાં૰ ૮
દિકરી કે'તી દમ તો થયો,
તેનો તમે કર્યો ન ઉપાય રે;
ફુદડી ફરતી એમ બોલતી,
જાણ્યું કરશે સાંચ્યું સહુ સા'ય રે. સાં૰ ૯
વૈદ્યને તમે ના બોલાવિયો,
જાણ્યું તમે મેળ્યું વૈદ્ય ખાય રે;
કૂટનારી કે'તી કમર થયો,
આજ બેઠા નરકમાં ના'ય રે. સાં૰ ૧૦
બાપજી મને તે નવ તમે રાખતા,
જાણ્યું દિકરી ખાઈ જાય રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
બેની કાળ તેવાને ખાય રે. સાં૰ ૧૧
ભાણેજ જમાઈ નવ ભાવતા,
નવ લેતા સગાંકેરૂં નામ રે;
ફૂદડી ફરતી એમ બોલતી,
કામ નવ લાગ્યો મેળ્યો ઠામ રે. સાં૰ ૧૨
બાપજી હું તો વા'લી તમારા જીવથી,
તોય તેથી વા'લો કીધો ગર્થ રે;

---

૭ ફરમ–ત્રાસ દાયક મોત.

ફરનારી કે'તી ફરી ફરી,
એવે મોહે સરી ગયો અર્થ રે. સાં૰ ૧૩

બાપલિયા માખ મારી નીચોવતા,
જ્યાં ત્યાં તમે ભેળું કરતા દ્રવ્ય રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
જમડાએ નવ જોયું સત્ય અસત્ય રે. સાં૰ ૧૪

બાપલિયા લોક સહુ બોલતા,
તૂટે ચમડી પણ દમડી નવ છૂટે રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
તેને લીધા કાળે એક ઘૂંટે રે. સાં૰ ૧૫

દિકરી તે કૂટે કહી બાપલા,
હવે અમો જોઉં કયાંહી જોડી રે;
ફરનારી કે'તી ફરી ફરી,
સગાઇઓ તો જમડાએ તોડી રે. સાં૰ ૧૬

બાપલા દાતારને તમે નિંદતા,
લખાતી હું તો કૃપણની છોડી રે;
કૂટનારીં કે'તી ખરૂં ખરૂં,
બેની સાથે ગઇ નવ કોડી રે. સાં૰ ૧૭

બાપા પરોણા કદી ઘેર આવતા,
ત્યારે તમે લાવતાજી દ્વાર રે;
ફરનારી કે'તી ફરી ફરી,
કરતા તેની જમડા આજ બા'ર રે. સાં૰ ૧૮

---

૧૮ લાવતાજી—અડકાવતા. બા'ર—મઝા—ગમ્મત.

રાતે બાપલિયા નવ ઉંઘતા,
મનમાં દ્રવ્ય લેઇ જશે ચોર રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
ખાધો આજ વીંછીડાએ મોર રે. સાં. ૧૯
બાપ તમે મરતા સુધી નવ બોલિયા,
સાંચ્યું સંચ્યું દાટ્યું તમે કયાંહી રે;
કૂટનારી કે'તી કમર થયો,
રહ્યું બેની જ્યાંહીનું તે ત્યાંહી રે. સાં. ૨૦
બાપ તમને મરતાં અમુઝણ બહુ થઇ,
તોય તમે બોલ્યા ન લગાર રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
કરી નહિ જમડાએ કંઈ વા'ર રે. સાં. ૨૧
બાપા લોક તે બોલે કશું કશું,
મુઆ તેને કહીએ શું આજ રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
તેથી આવે જમડાને દાઝ રે. સાં૦ ૨૨
બાપા નાગ થવાનું વેરીડાં કહે,
કે' છે એ તો સાચવશે ધન રે;
કૂટનારી કે'તી એમ થાય છે,
ચલાવે જમડા ભાલાવાળે વન રે. સાં૦ ૨૩
બાપજી તેની સાથે અમો શું વઢું,
મેલો ઘેલો કહી દેતાં દષ્ટાંત રે;
ફરનારી કે'તી ફરી ફરી,
સમજ્યો નહિ સત્ય જે સિદ્ધાંત રે. સાં૦ ૨૪

---

૧૯ વીંછીડાએ ઇ૦—કાળરૂપી વીંછી જીવ રૂપી મોરને ખાઇ ગયો.

દલ્લો મળ્યો તને દિકરી,
એમ કે'તાં વેરીડાં તમામ રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
હાથે કરી ઓળખ્યું ન ગામ રે. સાં૦ ૨૫
બાપ સાપ થઇને તમે તો રહ્યા,
લાગે નહિ દ્રવ્ય કંઇ કામ રે;
કૂટનારી કે'તી એમ થાય છે,
જપ્યા નહિ નારાયણ નામ રે. સાં૦ ૨૬
બાપા તમારૂં સાંચ્યું અમે ખરચીએ,
ત્યારે કહે લોકડાં તો આમ રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
એની એને સાંભર્યા ન રામ રે. સાં૦ ૨૭
બાઇ જીવતાં કશું નવ વાવર્યું,
કર્યું પાછળ ઠીકા ઠીક રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
મારે મુઆ જમડા ઘણી હીક રે. સાં૦ ૨૮
બાપા તમે ઘણું કર્યું છે અતિ રળી,
તે તો નવ લેખવતા લોક રે;
કૂટનારી કે'તી કમર થયો,
જમડા માર આપે છે રોક રે. સાં૦ ૨૯
બાપુ નીરાંત શોણે સાંભરે,
ભેટે કચે ભાગ્યે ગુરૂ ધીર રે;
સતો કહે છે વળી ને વળી,
નિપજ્જો તમે બ્રહ્માનંદ વીર રે. સાં૦ ૩૦

---

૨૫ ગામ—મોક્ષધામ.

## મોહનો.

### રાજીઓ ૪ થો.

વીરા કોડીલા હોય રાજવી,
જેના રૂપની માઝા નવ માઝવી;
અહો રંગીલા રૂડા રાજવી. ૧
એની તે ગાજી ગાજી કટતી,
વીરા મરણુ નવ ( હોય હોય ) હોય રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
બાઈ મરણ હોય હોય હોય રે. વીરા૦ ૨
ભઈજી તમારી જોડ ક્યાં મળે,
તમે રૂપ રૂપના અંબાર રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
એનો જમે કર્યો ન વિચાર રે. વીરા૦ ૩
એની તે ફૂટી ફૂટી બોલતી,
મગ સીંગજેવી આંગળીઓ તારી રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
કાળે નવ રૂપ જોયું કારી રે. વીરા૦ ૪
પગ ચાપવું તે ઝળકે જશું ચાટલું,
જેની શોભા નહિ બીજે ઠામ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
તેના ઉપર થયા જમડા ઉદ્દામ રે. વીરા૦ ૫
ભાઇ તારા પગની પિંડીની બલિહાર છે,

---

૧ માઝવી—મર્યાદા ( હદ ) કરવી. ૪ કારી—કારમું. ૫ ઉદ્દામ—અર્થાત્ અતિ વિકાળ.

તારા જેવો નહિ રૂપાળો કોઇ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
એવી નવ જોઈ જમે સોઇ રે. વીરા૦ ૬
વીરા તારા ઢીંચણ ચક્ર જદુનાથનું,
એવા નવ કોઇના કળાય રે;
કૂટનારી કે'તી કમર થયો,
નરકે પડયા કોઇને ન મળાય રે. વીરા૦ ૭
ભાઇ તારી જાંગોથી હારી જાય કેલડી,
હૃષ્ટપુષ્ટ એવી હોય કોની રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
બેની તું તો બેઠી બેઠી રોની રે. વીરા૦ ૮
વીરા કટિ કેસરી સહુ બોલતા,
વળી તેનો અતિ વાંકો લંક રે;
કૂટનારી કે'તી કમર થયો,
જમડા જુવે ચોપડામાં વંક રે. વીરા૦ ૯
શંખ સમાન નાભિ સહુ કહે,
વીરા નવ બીજાકેરી એવી રે;
ફરનારી કે'તી ફરી ફરી,
કરે પૂજા જમડા જોઈ તેવી રે. વીરા૦ ૧૦
વીરા ત્રિવલી પડી ત્રિવેણી સમી,
જેથી ઉદર શોભા ન ગણાય રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
તેવાથી સારૂં નરતું ન ભણાય રે. વીરા૦ ૧૧

---

૧૦ શંખ સમાન– ( નાભિનું આવર્ત ) .
૧૧ ત્રિવલી–ત્રણ કરચલી. ત્રિવેણી–ગંગા, યમુના અને સરસ્વતી.

વીરા વિશાળ હૃદે અતિ તમતણું,
ઊગ્યા તેના ઉપર રૂડા વાળ રે;
વચ્ચે ફરતી એમ બોલતી,
તેને પકડી ગયો ઝટ કાળ રે. વીરા० ૧૨

વીરા ઊભા તે શંખ જેવી ગ્રીવશું,
તેવી ખભાતણી શોભા સારી રે;
ફરનારી કે'તી ફરી ફરી,
તેને માટે જમડા ઘણું ડારી રે. વીરા० ૧૩

દંડ ચઢે જાણે ઘન ચઢયો,
અતિ ઘટ્ટ શોભા જેની ન્યારી રે;
કૂટનારી કે'તી કમર થયો,
તે તો તોડે જમડા ધારી ધારી રે. વીરા० ૧૪

ભાઇ હાથની આંગળી છે પાતળી,
નખ જાણે ઊગ્યા તારા નભે રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
તેવાનું કૂડા કાળથી ન નભે રે. વીરા० ૧૫

વીરા અધર પ્રવાળી અતિ ઓપતો,
તેવી દાઢી મૂછ નવ ન્યાળુ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
સંભારે જમડા કર્મ જેહ કાળું રે. વીરા० ૧૬

નાસા તે નમણી ભાઈ તમતણી,

---

૧૩ ગ્રીવ (ગ્રીવા)–ડોક. ૧૪ દંડ બાહુ ૧૫ તારા ઇ०–જાણે નભમાં તારા ઊગ્યા હોય તેવા.

૧૬ અધર ઈ०–પ્રવાળ જેવો લાલ અધર (નીચલો હોઠ) અતિ ઓપતો (શોભતો).

જેની જુગમાં બલિહારી રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
જશે જમડા તેના પર વારી રે. વીરા૦ ૧૭
અંબુજદળ સમી આંખડી,
તે માંહી ભરી રૂપની ખુમારી રે;
ફૂટનારી કે'તી ખરૂં ખરૂં,
જુવે જમડા તેને ધારી ધારી રે. વીરા૦ ૧૮
ભમર ધનુષ્ય જાણે રામનું,
એવી ભમર બીજાની ન ભાળી રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
ઉભો રાખ્યો તેને જમે ટાળી રે. વીરા૦ ૧૯
ભાળ વિશાળ ભાઇ તમતણું,
તિલકની ટીલડીઓ તાણી રે;
ફરનારી કે'તી ફરી ફરી,
જાયે તેને જમડા તાણી તાણી રે. વીરા૦ ૨૦
બીંદી અનુપમ જે કરો,
આરસામાં જોઇ અતિ કાળી રે;
બાઇઓ તે બોલી ખરૂં ખરૂં,
તેને ગયો કાળ ઝટ ઝાલી રે. વીરા૦ ૨૧
શિરના તે કેશ કાળા ઘણા,
લાંબા સવા હાથ ભાઇ તારા રે;
ફૂટનારી કે'તી કમર થયો,
આંટી પાડી ખેંચે જમડા બારા રે. વીરા૦ ૨૨
રૂપ રંગે ભાઇ રાજવી,

૧૮ અંબુજદળ–કમળપત્ર. ૨૨ બારા—બાર અથવા બાહાર.

ગોરા માંહી ગોરા તમે વીરા રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
કરી તેહ શોભા ચીરે ચીરા રે. વીરા૦ ૨૩
લૂગડાં કડકડતાં ભાઈ તમતણાં,
જે વીરા અંગે તંગ બેસે રે;
ફરનારી કે'તી ફરી ફરી,
મુઆ જમડા મારે તેને આજ ઠેસે રે. વીરા૦ ૨૪
વીરા કડાં પોંચી ને પે'રી વીંટીઓ,
તેણે અતિ સારી થાય શોભા રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
કરે જમડા શોભા જેવી ઓભા રે. વીરા૦ ૨૫
તને લોક કે'તા છે વણોગિયો,
તેવાં છોગાં મૂકી બાંધો પાઘ રે;
ઝીલનારી કે'તી ખરૂં ખરૂં,
તેવાને લેઈ ગયો કાળ વાઘ રે. વીરા૦ ૨૬
કલગી તે ફૂલની હાથે ઝાલતા,
દીપો તેથી રૂપાળા અપાર રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
ખાય તેવા જમડાનો માર રે. વીરા૦ ૨૭
વીરા મોહમાં તમે તો ઘણા મા'લતા,
કે'તા સારૂં સારૂં સહુ મારૂં રે;
કૂટનારી કે'તી કેર થઈ ગયો.
તેને આવી વળગ્યું જમડાનું લારૂં રે. વીરા૦ ૨૮
વીરા મોહ મમતા તમે ભોગિયા,

તન મન ( ધન ) તમે ગણો અને પ્રાણ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
તેની કરી કાળે ઝટપટ હાણ રે.　　વીરા૦　　૨૯
બાપુ જમડાને કાળ એ તો એક છે,
પકડે નીરાંતનું નવ નામ રે;
ધીરે ધીરો નવ સાંભરે,
થાયે બાપુ તેનું કૂડું કામ રે.　　વીરા૦　　૩૦

---

## મૂદનો.

### રાજીઆ ૫ મો.

મદાળા રૂડા હાય માઝવી,
થયાં તમારાં મરણ એ તો તાજબી;
અહો રંગીલા રૂડા રાજવી.　　૧
પ્યારા કશું મરણ તે હોયે તમતણું,
એમ નવ હોય હોય હોય રે;
કૂટનારી કે'તી કમર થયો,
મરણ હોય હોય હોય રે.　　મદાળા૦　　૨
પ્યારા તે પ્યાર એક આપનો,
બીજી રૂડી મદાળી બે ચક્ષ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
કરી ગયો કાળ કંઇક તેવા ભક્ષ રે.　　મદાળા૦　　૩

---

૧ માઝવી—માઝાવાળા. તાજબી—તાજુબી.

પ્યારા મદે મસ્તાના તમે હતા,
જેવો ફરે મકનો હાથી મદ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
લીધા તેવા કાળે દાબી રદ રે. મદાળા૦ ૪

વા'લા તમારો જુસ્સો કંઇ અવનવો,
તેનું કેમ થાયે વખાણ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
એની કરી જમડે તાણાતાણ રે. મદાળા૦ ૫

કેફી હીંડે શું રાજ ડોલતો,
હારે તે તો મદની જોઈ ફેક રે;
ફૂટનારી કે'તી ખરૂં ખરૂં,
બાઈ થયા તેવા નરકના ઉરેક રે. મદાળા૦ ૬

નીચું કરમ અમે આદર્યું,
તોય રીઝું તમારો જોઈ ટેક રે;
ફરનારી કે'તી ફરી ફરી,
જાણ્યું નહિ મરણ માથે એક રે. મદાળા૦ ૭

લોકડિયાં તમને અતિ નિંદતાં,
તેને તમે છાકયો કે'તા બોલ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
કાળે કર્યો તેનો રૂડો તોલ રે. મદાળા૦ ૮

હું હું કહી વા'લા ડોલતા,
વારે વારે મૂછે ઘાલી હાથ રે;

---

૪ મકનો હાથી—હાથીની એક મસ્તાન જાત. રદે—દાંતે.

૬ ઉરેક—ઉરેબ. અર્થાત્ નરકની પાળરૂપ થયા.

ફરનારી કે'તી ફરી ફરી,
તેમાંનું કશું ગયું નહિ સાથ રે. મદાળા૦ ૯
વા'લા તમે મદાંધ રૂપે રાજતા,
તેવા નહિ મળે મુને નાથ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયા,
તેને ભરવી પડશે તાતે થંભ બાથ રે. મદાળા૦ ૧૦
પ્યારા પ્યારીની રીત્યો તમે જાણતા,
બીજા શું ન લગાડતી આંખ રે;
કૂદડી ફરનારી એમ બોલતી,
ઊડી ગયો આજ કીડો થઇ માંખ રે. મદાળા૦ ૧૧
તમે અતિ ગર્વાળ કે'વાડતા,
તે તો આજ સૂતા તાણી સોડ રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
તેને જુઓ બાઝ્યા રૂધિરના તોડ રે. મદાળા૦ ૧૨
અભિમાની રાજા એક રાવણો,
વધે તેથી તમારૂં અભિમાન રે;
કૂટનારી કે'તી ફરી ફરી,
તેને( સારી )આણી જમડાએ તો સાન રે. મદાળા૦ ૧૩
ઉન્મતાઇ તો પ્યારા આપની,
બીજાની બળો બળો બોલું રે;
કૂટનારી કે'તી ફરી ફરી,
જમડા નથી લેવા દેતા ડોલું રે. મદાળી૦ ૧૪
વા'લા વિધ વિધ કામનાઓ કામની,
તે તો એક ભાળી'તી તમારી રે;

•ફુદડી ફરનારી એમ બોલતી,
કાઢી નાખી જમડે ખુમારી રે. મદાળા૦ ૧૫
કરના સો શિર સાટે એકદા,
પિછે નવ ડરના કદાપિ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
જમડા છોડે નહિ કરગરે તદાપિ રે. મદાળા૦ ૧૬
કિયા સો કિયા સુખ ક્યા લિયા,
મિયા ખાના પીના વોહી સુખ રે;
ફુટનારી કે'તી કમર થયો,
ભોગવે એવા વિધ્ય વિધ્ય દુઃખ રે. મદાળા૦ ૧૭
એવું હિદું થઇને તમે બોલતા,
હવે તેવું સુણું અમે ક્યારે રે;
ફરનારી કે'તી ફરી ફરી,
તે તો નમતા ઊભા જમને બારે રે. મદાળા૦ ૧૮
તોરી તે તનમદના હતા,
જ્યારે ત્યારે જોતા તમે તન રે;
વચ્ચે ફરનારી એમ બોલતી,
તેને મારે જમડા જુએ બીજા જન રે. મદાળા૦ ૧૯
ધનના તે ધીંગા મુખે બોલતા,
નથી મારા જેવો કોઈ ગૃ'સ્થ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
પીલ્યાં ઘાલી ઘાણી માંહી અસ્થ રે. મદાળા૦ ૨૦
વિદ્યામાં તો અમે એકલા,

---

૧૬ સો-તે. ૧૯ તોરી-તોરવાળા. ૨૦ અસ્થ-અસ્થિ ( હાડ ).

એવા મળશે પ્યારા મને ક્યાંહી રે;
કૂટનારી કે'તી કમર થયો,
વેઠે દુઃખ તે તો જ્યાંહી ત્યાંહી રે. મદાળા૦ ૨૧
સગાંનો મદ મદ જાતનો,
મદ જેને ઇશિકનો મોટો રે;
ફરનારી કે'તી ફરી ફરી,
થયો હાલહવાલ તો ખોટો રે. મદાળા૦ ૨૨
મદગળ માણીગર શું કરે,
તેથી ડોલો તમે તો અપાર રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
તેને કાળે નવ લેતાં કરી વાર રે. મદાળા૦ ૨૩
ન્યાતમાં અમે અમે બોલતા,
તે તો તું તું થઈ ગયા આજ રે;
વચ્ચે ફરનારી એમ બોલતી,
મૂક્યું તેં તો મનસાનું રાજ રે. મદાળા૦ ૨૪
વેપારી નહિ કોઈ તમ સમો,
મદ મસ્ત થઈ મારતા તમામ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
તે તો આજ હારી બેઠા હામ રે. મદાળા૦ ૨૫
જીવ સાટે તે દોસ્તી ભલી કરી,
વરી એક પરાઈ મા'રાજ રે;
કૂટનારી કે'તી કમર થયો,
તેનું કરે જમડા રૂડું કાજ રે. મદાળા૦ ૨૬

---

૨૩ મદગળ–મદથી ગળતા. માણીગર—મહા સુખ માણનાર.
૨૬ પરાઈ—પારકી.

વા'લા નારી તમારી મૂકી તમે,
ગણી નવ લોકતણી લાજ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
આણે તેથી જમડા દુઃખે વાજ રે. મદાળા૦ ૨૭

હું તમારી નથી એમ જાણતા,
તોય તમે મારી મારી કે'તા રે;
ફરનારી કે'તી ફરી ફરી,
બાઈ તે તો નરકમાં રે'તા રે. મદાળા૦ ૨૮

જ્યારે તમે તે મૂક્યાં પ્યારા આજથી,
ત્યારે અમે બીજો જોડું પ્યાર રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
એવા થયા તન મન ખ્વાર રે. મદાળા૦ ૨૯

બાપુ તજો એવી પ્રીતડી,
છૂટે નીરાંતને સંગે મહામદ રે;
ધીરે ધીરે ધીરાને મળે,
બાપુ તેનાં પાપ થાયે રદ રે. મદાળા૦ ૩૦

---

## મત્સરનો.

### રાજીઓ ૬ ઠો.

પાધર પરોણા હોય પાટવી,
પૂજ્ય દાનાઈ રહી હવે દાટવી;
અહો રંગીલા રૂડા રાજવી. ૧

સાસુબાઇ છાજિયું વાળતી,
મરણ કેમ હોય હોય હોય રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
મરણ આઇ હોય હોય હોય રે. પાધર૦ ૨
પરોણા તમે પધાર્યા એ તો શું થયું,
આજ થયો કાળો કેર રે;
ફરનારી કે'તી ફરી ફરી,
જાણી નહિ જીવનની પેર રે. પાધર૦ ૩
મારી દિકરી તો એક વિધવા થઇ,
રહ્યું નહિ હવે પૂછે નામ રે;
વચ્ચે ફરનારી એમ બોલતી,
બાઈ એણે નિંધું તમામ રે. પાધર૦ ૪
નખોદિયા કહી કૂટતાં,
આવે પૂજ્ય અમને બહુ લાજ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
આવે તેવી જમડાને દાઝ રે ? પાધર૦ ૫
પરોણા તમે તમારૂં ઉંચું રાખતા,
બીજાનો નવ સાંખો બોલ રે;
કૂટનારી કે'તી કમર થયો,
તેવો તોળ્યો જમરાજે તોલ રે. પાધર૦ ૬
પરોણા તમે કોઇનું સારૂં નવ સાંખિયું,
કદી નવ ભાખ્યા ભલા બોલ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
તેવો માર્યો માર જમડાએ અતોલ રે. પાધર૦ ૭

તમારૂં તમે ઉપર લાવતા,
કે'તા તમને મતીલા લોક રે;
વચ્ચે ફરનારી એમ બોલતી,
તેવું આપ્યું યમરાજે શોક રે. પાધર૦ ૮

પરોણા ભલું થતું હોય કોઇનું,
તેમાં તમે આડી વાળો જીભ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
ટાળ્યો એવો જમડાએ દિંભ રે. પાધર૦ ૯

મચ્છરાળ નામ પડાવિયું,
તે તો હવે અમે સુણું કયાંહી રે;
કૂટનારી કે'તી કમર થયો,
સહુ રહ્યું જ્યાંનું ત્યાંહી રે. પાધર૦ ૧૦

કદી તમને પૂછ્યા વિણ કંઈ કરે,
તેનું તમે ભાંજો સુધું કાજ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
માર્યો પારધીએ પાપી આજ રે. પાધર૦ ૧૧

તમને કદી કોઈ પૂછતું,
તેનું તમે કરતા ઠીકા ઠીક રે;
ફરનારી કે'તી ફરી ફરી,
નાખ્યા તેને રૂધિરની નીક રે. પાધર૦ ૧૨

કામ તમારે પરોણલા,
અહીંનું તહીં તહીંનું આંહી રે;
કૂટનારી કે'તી કમર થયો,

૯ દિંભ–દંભ.

ધીંગધીંગતે થંભે દીધું સાંહી રે. પાધર૦ ૧૩
નિંદા કરો તમે લોકની,
તેમાં તમે બચો પરાણા રે;
ફરનારી કે'તી ફરી ફરી,
એવા પણ થઈ ગયા રાણા રે. પાધર૦ ૧૪
તમારે માથે આળ આવતું,
તે તો તમે હડસેલતા હાથે રે;
કૂટનારી કે'તી ફેર થઈ ગયો,
આજ દુઃખ આવી પડ્યાં માથે રે. પાધર૦ ૧૫
પરોણા પાપ તમારાં જે કર્યાં,
તે તો ભોગવતા કોઈ રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
બેઠા તેવા તેવા રોઈ રે. પાધર૦ ૧૬
જ્યારે બીજાને માથે જતું તમતણું,
ત્યારે તમે કરતા ખુંખારો રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
આજ કરે દુઃખનો પુકારો રે. પાધર૦ ૧૭
એવા પરોણા હવે ક્યાં મળો,
બળો બળો લીધો જનમારો રે;
કૂટનારી કે'તી ખરૂં ખરૂં,
આવી પહોચ્યો એવાનોય વારો રે. પાધર૦ ૧૮
હું તમારી રાખ્યાં છોકરાં,
તે તો હવે થયાં અતિ રંકાં રે;
ફરનારી કે'તી ફરી ફરી,
બાઈ થવાં સારાં સહુ વંકાં રે. પાધર૦ ૧૯

તુમે આપું આપું કહી બોલતા,
પછી તમે પો'ળા કરતા હાથ રે;
કૂટનારી કે'તી કમર થયો,
કષ્ટ આવી પડચાં સહુ સાથ રે. પાધર૦ ૨૦
વિવાહ તે કોઇનો કરાવતા,
તમને કદી મળી નવરાશ રે;
ફરનારી કે'તી ફરી ફરી,
મૂકી ચાલ્યા ઝાઝી હતી આશ રે. પાધર૦ ૨૧
કામ તમારે હોય જો કદી,
તો તો તમે બીજાનું બગાડો રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
જમડા કે'તા એને તડો તાડો રે. પાધર૦ ૨૨
સ્વાર્થી તે સાચા તમે હતા,
હવે એવો મળે કો પરાણો રે;
વચ્ચે ઊભી એમ બોલતી,
મળ્યો દેશ તેને તો અજાણ્યો રે. પાધર૦ ૨૩
રજ સ્વારથ હોય તમતણો,
બીજાનું તમે ગજ તો બગાડો રે;
કૂરનારી કે'તી ખરૂં ખરૂં,
બાઈ તેને ઉંધે માથે ગાડ્યો રે. પાધર૦ ૨૪
કોઈ કરે ભલું કોઇનું,
તેમાં તમે જઈ પડો વચ્ચે રે;
સામી ઉભી એમ બોલતી,
એ તો હવે નરકમાં પચ્ચે રે. પાધર૦ ૨૫
કોક નિંદા તે ખોર તમને ભણે,

પણ તમે અમારા તો વા'લા રે;
ફરનારી કે'તી ફરી ફરી,
એવા તેવા નીકળી ગયા ચાળા રે. પાધર૦ ૨૬
લોક કે'તા તમને અવનવું,
પરોણા તમે મત્સરના દેવતા રે;
ફૂટનારી કે'તી કેર થઇ ગયો,
તે તો આજ નરકને સેવતા રે. પાધર૦ ૨૭
પરોણા રંકને તમે રંજાડિયા,
તમે કર્યાં તવંગર અમને રે;
ઝીલનારી કે'તી ઝમ્મર થયો,
જમડા નવ આણે દયા મને રે. પાધર૦ ૨૮
બાપુ એમ ષડ્‌રિપુમાં સહુ મોહી રહ્યું,
ફૂટનારી નવ જાણે મારૂં તારૂં રે;
બાપુ ફરનારી કે'તી ફરી ફરી,
નામ એક નીરાંતનું સારૂં રે. પાધર૦ ૨૯
ધીરે બાપુનું નામ કેવું ધર્યું,
ગાયકવાડ રાજ મહારાજ રે;
બાપુ ઉભય ગુરૂને જઇને નમું,
કરૂં હું તો જ્ઞાન રાજકાજ રે. પાધર૦ ૩૦

---

## ગરબીઓ.

### મનચંગ.

### ગરબી ૧ લી.

કરો વશ મનડું તમારૂં પહેલું ભોગી;
તો તો તમે કહેવાવ ખરા સંત જોગી. ટેક ૧

એ તો જોને મારગ સારો ભૂલાવે;
એ તો જોને દેહડી સુદ્ધાં તે દૂલાવે. કરો વશ૦ ૨
એણે તો અલ્યા જ્ઞાની મુનિ ને મોટા રાગી;
પાડ્યા ભૂમિતળમાં ને હાક જેની વાગી. કરો વશ૦ ૩
એણે તો અલ્યા દેવ દાનવને લઢાડ્યા;
એણે તો અલ્યા શૃંગીઋષિને પાડ્યા. કરો વશ૦ ૪
એને તો મોટો દેવ સંતો તમે માનો;
એનાથી નથી કોઇ મોટો ભાઇ છાનો. કરો વશ૦ ૫
એનો તો અલ્યા મહિમા કહે કોણ મોટો;
ટાળી દે એ તો જ્ઞાનતણો ધર્યો સોટો. કરો વશ૦ ૬
એ તો જઈ આકાશમાં ઘર બાંધે;
એ તો જઇ દ્રવ્યનો ધંધો સાંધે. કરો વશ૦ ૭
એ તો જઇ નરકમાં ભમી આવે;
એ તો જઇ પુષ્પની વાસના લાવે. કરો વશ૦ ૮
એ તો અલ્યા ઘોડાં કરતાં ઘણું ચાલે;
એ તો અલ્યા જ્ઞાનની ગુંજોને જાળે. કરો વશ૦ ૯
બાપુ નામ નીરાંતનું મૂકાવે;
ભાઈ એ તો ધીર ધણીને ચૂકાવે. કરો વશ૦ ૧૦

## ગરબી ૨ જી.

માનો તમે મનદેવ મોટામાં મોટો;
એથી બીજો આડંબર માનો તમે ખોટો. ટેક. ૧
એનું રૂપ હશે કેવું કોણ જાણે;
એ તો વૃત્તિ સંતમાં લાગેલી ભાઈ તાણે. માનો૦ ૨
એણે તો ભાઈ નારદ નારી બનાવી;

એણે તો દુર્વાસાતણી મતિ ભમાવી. માનો૦ ૩
એણે તો કર્યા વસિષ્ઠ વિશ્વામિત્ર ગાંડા;
એણે તો કર્યા ચંદ્રમા જુઓ ખાંડા. માનો૦ ૪
એની તો કંઈ અકળ કળા છે અપારી;
એનાથકી સુખ ભોગ સાંભરે નારી. માનો૦ ૫
એને તમે બાંધી બાંધી કદી રાખો;
એને કદી છાંદી છૂંદી તમે ભાખો. માનો૦ ૬
હવે તો અમે મનડું વશ સારૂં કીધું;
કે'શો જ્ઞાનામૃત ગુરૂ પાસેથી પીધું. માનો૦ ૭
તે તો સહુ જાણજો વાતે વાતો;
એના વિશ્વાસે [રે'તાં] થાય જ્ઞાની ખત્તા ખાતો. માનો૦ ૮
એની તો કંઈ અકળ કળા અલબેલી;
મન દેવ છે મસ્તાનો અને વળી છેલી. માનો૦ ૯
બાપુ તમે જ્ઞાન ઘૂંટડો પીવો ધારો;
તો તો ભાઈ નીરાંત જશું મન મારો. માનો૦ ૧૦

## ગરબી ૩ જી.

મનડું નાખે અટપટી આંટી અપારી;
કરે એ તો વાયુના વેગ પરે સ્વારી. ટેક. ૧
લલચાવે એ તો સંત ને મોટા મહંત;
એનાવડે જોગી (અતિ) અતિ દુઃખ સહંત. મનડું૦ ૨
એ તો જઈ આંબાનું ફળ કદી ખાયે;
એ તો જઈ નરકના કુંડમાં ના'યે. મનડું૦ ૩
એતો કદી પાંચ પકવાનનું ભુખ્યું;
એ તો કહેશે પેટમાં ઘણું મને દુખ્યું. મનડું૦ ૪

અલ્યા દેહ દોડવાનું ધારે તો દોડે;
એ તો ભાઈ ચોરી કરવી નવ છોડે. મનડું૦ ૫
એ તો કરે પુણ્ય દાનનાં કામો;
એ તો મેળવે શુદ્ધ સ્વરૂપનો શ્યામો. મનડું૦ ૬
યોગીરાજની છે કુંચી એની પાસે;
એનાથી મોટા સંત મહંત સહુ ત્રાસે. મનડું૦ ૭
એને કદી લાગે જો ફૂલમાં રાડ;
જુવે નહિ તડકો વરષા કે ટાઢ. મનડું૦ ૮
એને કદી લાગે અતિ ઘણી (ભાઈ) ભૂખ;
બાપુ લાગે ટાઢ વરસાદ ને લૂખ. મનડું૦ ૯
નીરાંતનું નામ એ તો વીસરાવે;
બાપુ મૂઢ હોય તે આવે એને દાવે. મનડું૦ ૧૦

ગરબી ૪ થી.

મનની તો ગતિ મુનિવર જેવા વખાણે;
એ તો અલ્યા અણસમજુનું સુખ માણે. ટેક. ૧
એ તો થાયે જોગી જતિ કોઇ વારે;
એ તો કદી ષડરિપુને સંહારે. મનની૦ ૨
એ તો કદી ષડરિપુનું થાય સ્વામી;
એ તો કદી બનતું મહાધોંગ ધામી. મનની૦ ૩
એની કળા મુનિવરથી ન કળાયે;
એનાથી ભાઇ સંત મહંત લજાયે. મનની૦ ૪
એને તો કોઇ વશ કરે મોટા જોગી;
થઇ જાય તે તો ભવદુઃખના પાર ભોગી. મનની૦ ૫

---

૬ શ્યામો—શ્યામ-ભગવાન. ૮ રાડ-પ્રીતિ. ૫ ભવ ઇ૦-ભવદુઃખની પેલી પારના ભોગી થઈ જાય. અર્થાત્ મુક્તિના ભોગી થાય.

કદા મરતું નથી ને મરે મનડું;
તો તો જાણો બ્રહ્મને તમારૂં એક તનડું. મનની૦ ૬
એ તો પડે સંતસમાગમ કેદ;
એની ગતિ મહંત મોટા થઈ છેદ. મનની૦ ૭
એને તો અલ્યા સંતો હ્રદયમાં રૂંધે;
પછી એને લટકાવે માથે ઉંધે. મનની૦ ૮
પણ એવી શિક્ષા કરે કોઈ મોટા;
બીજા તો રામગલોલા શા જમી જાણે રોટા. મનની૦ ૯
બાપુ ધીર નીરાંતની કરે મન સેવ;
મૂક્યો એણે એવા સંતથકી અહમેવ. મનની૦ ૧૦

## સ્ત્રીઅંગ.

### ગરબી ૧ લી.

આવો આવો, સુણાવું જ્ઞાનની વાતો;
જેથી મટે, તમારી અજ્ઞાન રાતો. ટેક. ૧
તમે તરિયાનો, તોર તનથી તોડો;
તો તો પર,બ્રહ્મ થઇ તમે ચિત્ત જોડો. આવો૦ ૨
એ તો કરશે, આંધળો તને સહુ પે'લો;
અનેકાજે, મૂઢ થઈશ મેલો ઘેલો. આવો૦ ૩
એનેકાજે તો ઘર વસવા જોઇશું;
સ્ત્રીનેકાજે તો સુખડાં સૌ ખોઈશું. આવો૦ ૪
એ તો ગુરૂને ઘેર કે'શે નવ જાશો;
ભાઈ બાઇડીના ધક્કા મુક્કીઓ ખાશો. આવો૦ ૫
એ તો જણશે છોકરાં ભાઇ એક ટાંડો;
કે'શે ખાવાનું લાવો એમ દમે રાંડો. આવો૦ ૬

---

૯ રામગલોલાશા—અડબંગ જેવા. ૧૦ અહમેવ—અહંકાર.

એ તો મોઢું ચઢાવી કરશે મટકો;
એ તો ગર્જ વખત કરશે લટકો. આવો૦ ૭
એ તો છોકરાંને મારશે તારી રીસે;
એ તો અલ્યા પ્રાણીને ભાંડશે તારે મિષે. આવો૦ ૮
એ તો સાલ્લો લાવીશ ત્યારે ચોળી માગે;
અને સાળું આપીશ ત્યારે કબજાનું જાગે. આવો૦ ૯
બાપુ એવી નાર છે ભાઇ ખાંતે ખાડી;
છોડાવશે જ્ઞાનની વાત ભાઇ માગી સાડી. આવો૦ ૧૦

## ગરબી ૨ જી.

માનો માનો અમારૂં જ્ઞાન વસે હૃદે;
નારીતણો ખુંદાવ્યો તું તો કેમ ખુંદે. ટેક. ૧
નથી મુક્તિ કે નથી સંતની મૂર્ત્તિ;
એ તો તને ભુર્કી નાખીને ભાઈ ભલી ભૂર્ત્તિ. માનો૦ ૨
તોય ચેતે ન મૂઢ તુંય મનથકી;
દ્રવ્ય વિના રહેવાદે ઘડી એક ટકી. માનો૦ ૩
અલ્યા નવ પૈસો લઇને તું ઘેર આવે;
ત્યારે ભાઈ બોલશે બાઈ જેમ મન ભાવે. માનો૦ ૪
હું તો રાંધું શેણે તારા ઘરમાં આવી;
અલ્યા ભીખારીની રાંડ અમો કા'વી. માનો૦ ૫
આ છોકરાંને નથી આંગલાં ટોપી;
એમ કહી મર્યાદ જાણજે એણે લોપી. માનો૦ ૬
કદી નાતરાનો ચાલ અલ્યા તારી ન્યાતે;
તો તો બાબા ઘડજે તમે બેઠા હાથે. માનો૦ ૭

---

૨ ભૂર્ત્તિ—ભોળવતી. ૭ બાબા ઘડજે-રોટલા કરજે.

અલ્યા કદી વાણિયા કે બ્રાહ્મણની જાત તારી;
તો તો જાણજે તને તેહ નાખે મારી. માનો० ૮
કદી ઉગરે મરવામાંથી એક વેળા;
કરશે સો પચાસ દાવ નારી ભેળા. માનો० ૯
બાપુ તારી દશા એવી તો થશે રાત દા'ડો;
એટલું છતાં નવ માને તો તો તું જ પાડો. માનો० ૧૦

## ગરબી ૩ જી.

સુણો સુણો તમારા શરવા કાને;
માનો માનો અમારૂં મનડું માને. ટેક ૧
કદી ધીંગો તો થયો અલ્યા ધનથકી;
તો તો જાણજે ગઇ તારી નાર છકી. સુણો० ૨
તારી માતાને ગાળો મોટી મોટી દેશે;
તારા બાપને તો નખોદિયો કે'શે. સુણો० ૩
તારાં છોકરાંને ભૂમિ માંહી આફ્ટશે;
અલ્યા તારી તે સાથ એ તો નિત્ય લઢશે. સુણો० ૪
તારી બેનીને કે'શે તમે મરો ક્યારે;
તારી દાદીને તારી પૂઠે મારે. સુણો० ૫
હઇશ ધીંગો તો નારી અલ્યા એમ કરશે;
તારા મિત્રને તે વિઘ્ન વિઘ્ન આવી નડશે. સુણો० ૬
કદી મારવા જઈશ તો ધાંટો દેશે;
કસઈવાડાનો બોલ તને પે'લો કે'શે. સુણો० ૭
તારી આબરૂમાં મોટું મીડું ફેરવશે;
એ તો લઢવાને કાંઇ કાંઇ ટેરવશે. સુણો० ૮

---

૮ ટેરવશે—પાયો ટેરવશે—ઉશ્કેરણી આપશે.

એમ જાણીને છોડ જેહ મોટી બલા;
મારૂં માનીને જ્ઞાની થાવ ભાઈ ભલા. સુણો૦ ૯
બાપુ સાચું તે કહું છું અમે અનુભવી;
છોડો નારી તો દર્શે કોક નવો રવિ. સુણો૦ ૧૦

ગરબી ૪ થી.

જાણો જાણો તમે તો ભાઇ જુવતી કેવી;
માણો માણો વિચારીને માયા દેવી. ટેક. ૧
નમો નમો નીરાંતનું નામ લઈ;
ભમો ભમો ભામા તમે શાના ભઈ. જાણો૦ ૨
માનો માનો અમારૂં તો તો નારી છોડો;
તાનો તાનો લાગે તો તમે તનડું તોડો. જાણો૦ ૩
શાણો શાણો થઇશ તો તું જગમાં ત્યારે;
છાનો છાનો કહું છું નારી ડાટે છારે. જાણો૦ ૪
વા'લા વા'લા તે અમો ભાઇ લાગું ક્યારે;
કાલા કાલા તે બોલ તમે ગાળો જ્યારે. જાણો૦ ૫
સારી સારી તે શીખ અમો દેઉં સાચી;
મારી મારી તે મમતાને જાઓ રાચી. જાણો૦ ૬
તરો તરો તરછોડો તમે મન માની;
વરો વરો ધીરાની તમે જાણી બાની. જાણો૦ ૭
છરો છરો છુંદવાનો અલ્યા છે કામી;
ભરો ભરો ન ભારે પાપ પાપણી પામી. જાણો૦ ૮
સતી સતી નથી અલ્યા કોઇ એકે;

---

૧૦ રવિ—( જ્ઞાનરૂપી ). ૫ ગાળો-તજો. ૭ બાની-વાણી.

મતિ મતિ સીતાની જુઓ કુવે ટેકે. જાણો૦ ૯
બાપુ બાપુ કહે છે મારૂં માનો ભાઇ;
દાપુ દાપુ ચૂકાવો તમે બ્રહ્મ રાઇ. જાણો૦ ૧૦

## વિશ્વાસઅંગ

### ગરબી ૧ લી.

રાખો વિશ્વાસ તમે એક ટેકે રે;
કામ થાય ભાઈ વાસાના લેકે રે. ટેક. ૧
પથ્થર પૂજી પૂજીને માંહી માનો રે;
કોઇ તમને દેખાય છે પ્રભુ છાનો રે. રાખો૦ ૨
છાણના દેવ કરીને તમે પૂજો રે;
માટી નળિયું ને ઇંટ ભેળો પુંજો રે. રાખો૦ ૩
તેથી તરી જઇએ એમ તમે માનો રે;
અલ્યા આપનું આપ શેણે ન પિછાનો રે. રાખો૦ ૪
અલ્યા બાપના બાપનું તમે જાણો રે;
તેના ખરા ખોટા માંહી માણો રે. રાખો૦ ૫
પુરાણ લખે વરસ થયાં ટાંડો રે;
રાખે વિશ્વાસ તેના પર ગાંડો રે. રાખો૦ ૬
નવ વિશ્વાસ આંખ ઘડી મીચી રે;
નથી છાણ માટોડી કે કૈડે માંહી વીંછી રે. રાખો૦ ૭

---

૧૦ દાપુ ઈ૦–બ્રહ્મરૂપી રાજાનું દાપુ તમે ચૂકાવો.

૧ વાસાના લેકે—એક દિવશના છોકરાથી. ૪ આપનું આપ—પોતાનો આતમા. ૬ ટાંડો—પોઠ ( ઘણાં ).

પે'લાં લીલાં તે પીળાં માંહી દેખો રે;
પછે અન્નનવું અજાયબ પેખો રે. રાખો૦ ૮
એમ કરો તમે વાર વાર ભાઇ રે;
તો તો આવી મળે પરબ્રહ્મરાઇ રે. રાખો૦ ૯
બાપુ એક વિશ્વાસ જોઇએ મન મોટો રે;
તો તો ધીર નીરાંતનો ધણી નથી ખોટો રે. રાખો૦ ૧૦

ગરબી ૨ ૭.

વિશ્વાસે અલ્યા પાડાની થાય છે પાડી રે;
વિશ્વાસે અલ્યા ખાડાની થાય છે ખાડી રે. ટેક. ૧
વિશ્વાસે અલ્યા ગાંડાનાં થાય છે ડાહ્યાં રે;
અવિશ્વાસે ભાઇ સૂતાં મૂકે છે જાયાં રે. વિ૦ ૨
વિશ્વાસે જોને ચાતક તરશ્યું ન રે'તું રે;
વિશ્વાસે જોને આપમાંથી આપ એમ કે'તું રે. વિ૦ ૩
લાગે તને માળામાં જો વિશ્વાસ રે;
તો કયમ તનમાળો તે પૂરે નવ આશ રે. વિ૦ ૪
લાગે મૂર્ત્તિમાં મન અલ્યા તારૂં રે;
તો કયમ ઇશ્વિરનિર્મિત લાગે ખારૂં રે. વિ૦ ૫
પૂરશે પથ્થર જો આશા તમારી રે;
તો તો માનો થોડીશી શીખામણ મારી રે. વિ૦ ૬
જેવું મનડું પથ્થરમાં પરોવો રે;
તેવું ધ્યાન મુક્તિમણિમાં પરોવો રે. વિ૦ ૭
પછે જુઓ પથ્થરાએ પૂરેલી આશા રે;

---

૩ આપમાંથી ઈ૦—પોતાનામાંથી પોતાનું આત્માસ્વરૂપ જણાય.
૪ તનમાળો—શરીરરૂપી માળો.

પછે જો જો આંખ મીચીને તમે નાસા રે. વિ૦ ૮
એમાંથી આનંદ થાય તે ગ્રે'જો રે;
ખરૂં ખોટું આવીને મને કે'જો રે. વિ૦ ૯
બાપુ જુએ નાસા તે એક પો'ર રે;
ધીર નીરાંત મળે જન્મોજનમનો પોર રે. વિ૦ ૧૦

## ગરબી ૩ જી.

વિશ્વાસે જોને અલ્યા માતાના ઉદર માંહી રે;
તારૂં નાળદ્વાર પોષણ કરે ત્યાંહી રે. ટેક. ૧
વિશ્વાસે જોને રક્ષણ કેવું કરે છે રે;
વિશ્વાસે જોને ઉદર બ નેનું ભરે છે રે. વિ૦ ૨
ભરોંસો રાખે તો રાખજે એક રે;
જન્મતા પહેલો જોજે પયનો વિવેક રે. વિ૦ ૩
કદી કહીશ એ તો થાય નિરમ્યુ રે;
તો જળચર આદિથી મન કર્ય શરમ્યું રે. વિ૦ ૪
અગાધ જળમાં માછલાંને કર્યું સૂવા રે;
તારેકાજ કાંઈ નથી દીધું એણે ચૂવા રે. વિ૦ ૫
ખાન પાન વસ્ત્ર અને મીઠા મેવા રે;
ગુરૂદ્વારે સમજાવે તને રૂડી સેવા રે. વિ૦ ૬
કર્ય વિચાર એક થોડું કહું છું રે;
મન રખે ફરવતો દુવાઈ તને દઉં છું રે. વિ૦ ૭
નર નારીથી તે નાનેરૂં બાળ રે;

---

૮ નાસા—નાક અર્થાત્ નાસાગ્ર ધ્યાન કરજો. ૧૦ પો'ર—વિશ્રામ.
૪ જળચર ઈ૦—જળચર આદિકને જોઇને તું મનમાં શરમા, એ ભાવ છે. ૫ ચૂવા—અર્થાત્ જતું રહેવા.

પશુ પક્ષી પતંગ કીટ ભાળ્ય રે. વિ૦ ૮
એમાં કોઇ કદીએ સૂવે અલ્યા ભૂખ્યું રે;
જોજે વિશ્વંભરને તે દુઃખ સહુનું દુખ્યું રે. વિ૦ ૯
બાપુ પછે વિશ્વાસ કેમ નથી ધરતો રે;
ધીર નીરાંતનું કહ્યું કેમ નથી કરતો રે. વિ૦ ૧૦

## ગરબી ૪ થી.

અલ્યા જેમ ભટકે શ્વાન તેમ તમે ભટકો રે;
કદી લઇ પથરો ને માથુ માંહી પટકો રે. ટેક. ૧
કદી દોડો દશે દિશામાં ધાઈ ધાઈ રે;
તો પણ તુને મળતી નથી એક પાઈ રે. અલ્યા૦ ૨
કેટલાક વગર શ્રમે ઘણું પામે રે;
તું તો ટગર ટગર જોઈ રહેછે તેની સામે રે. અલ્યા૦ ૩
મળ્યાને કહેછે તું તો એનું ભાગ્ય મોટું રે,
ધરચ વિશ્વાસ પછી તારૂં કે'જે ખોટું રે. અલ્યા૦ ૪
પણ નહિ વિશ્વાસ અલ્યા તને મૂઢ રે;
અવિશ્વાસ આગે સાંભરે ન ગરૂડારૂઢ રે. અલ્યા૦ ૫
જો સદ્ગુરૂનો સમાગમ થાય તને રે;
તો તો ભાસે વિશ્વાસનું ઘર કને રે. અલ્યા૦ ૬
પણ એ તો માયાદેવીની મોટી ઘાંટી રે;
શા ભોગે છૂટે તારાથી એ આંટી રે. અલ્યા૦ ૭
એક દિવસ વિશ્વાસે ભૂખ્યો તું સૂઇ રે'જે રે;
ભૂખ્યો રે'તો આવી મને કે'જે રે. અલ્યા૦ ૮
એક દહાડો તો માન કહ્યું મારૂં રે;
જ્યાં સુધરે જનમોજનમનું તારૂં રે. અલ્યા૦ ૯
બાપુ રાખ્ય ધીર ધણીનો ભરોંસો રે;

નીરાંતના નામમાં પડવાનો નથી તને સાંસો રે. અ૦ ૧૦

## ધનઅંગ.

### ગરબી ૧ લી.

ધન ક્યાંથી લાવું ક્યાંથી લાવું ક્યાંથી લાવું જો;
ખાડો ખોદું આડો પડું કૃપણ કા'વું જો. ટેક. ૧
કૂવા ખોદું માંહી મરૂં ટાંકાં ધોઉં જો;
ચગદઈ મરૂં તોય માંહી બેઠો રોઉં જો. ધન૦ ૨
અલ્યા ખોધું હાથ એકસો ને આઠ સુધી જો;
તોય ધન ન જડ્યું પાણી પીધું બુંધી જો. ધન૦ ૩
હાટ માંડી મરચું તેચું હીંગ વેચું જો;
એમ પેર પેરનું ધરેછે તું તો મન પેચું જો. ધન૦ ૪
ખાતો નથી પીતો નથી ધનકાજે જો;
ધનકાજ રાત દહાડો આવે વાજે જો. ધન૦ ૫
વા'ણમાં બેશીને પીએ ખારૂં પાણી જો;
સુખ દુઃખ વેઠે નાણું એક મન આણી જો. ધન૦ ૬
સૂવે નહિ સેજડીમાં રૂવે બેશી જો;
ભલે તને વર્ષ તો થયાં(અલ્યા)ખરાં એંશી જો. ધન૦ ૭
ઝાડે ચઢે પા'ડે ચઢે તાડે ચઢે રોજે જો;
હાથી ધરે વાઘ ધરે જ્યાં ત્યાં ધન ખોજે જો. ધન૦ ૮
ગાંડો થાય ડાહ્યો થાય મૂગો બને જો;
જ્યાં ત્યાં કરી તું તો ધન તારી કરે કને જો. ધન૦ ૯
બાપુ કરીશ શું ઘણું મેળ્યું ધન અલ્યા જો;
વ્યર્થ જાશે નવ નીરાંત ને ધીર મળ્યા જો. ધન૦ ૧૦

---

૪ પેચું—પેચ.

ગરબી ૨ જી.

અલ્યા ધનકાજે મૂઢ તું તો મારે સગો જો;
કરી મિત્રતા ને કરે માંહો માંહી દગો જો. ટેક. ૧
ધનકાજે પરણી નારીથકી નિત્ય લઢે જો;
રાંડ વાપરી દે છે કહી કહી કઢે જો. અલ્યા૦ ૨
અમે મરીએ ધનકાજે નવ ધ્યાને ધરે જો;
રાંડ બેઠી બેઠી ચોખુંચટ મેળ્યું (સહુ)કરે જો. અલ્યા૦ ૩
રાંડ કોઠાં જોઇએ બોરાં જોઇએ તારે ખાવા જો;
હવે એવું કરશો તો થઈ જઇશું અમે બાવા જો. અલ્યા૦ ૪
મરી મરીને કમાઇએ અમે ધન ઘણું જો;
હાય હાય કરતાં નારીથી ન તારે બન્યું જો. અલ્યા૦ ૫
એમ ખરચાએ કદી પૈસો એક તારો જો;
ડરાવે બાઈડીને ઝાલું અમો એકતારો જો. અલ્યા૦ ૬
રાંડને સમજણ નહિ કે ધન કેમ મળે જો;
ધણી થઈને કહે રાંડ તારો બાપ રળે જો! અલ્યા૦ ૭
ટળવળે છોકરૂં તો તેને નવ આપે પાઈ જો;
છાનો છપનો તું તો છોકરાંથી જાય ખાઈ જો. અલ્યા૦ ૮
મરો છોકરાં કે અલ્યા મરો તારી પરણી જો;
(તોય) તું તો કાઢે નવ ધન ધર્યું જેહ ધરણી જો. અલ્યા૦ ૯
બાપુ એવું કરી કરી તું તો ભરે દલ્લો જો;
ધીર નીરાંત વિના ન પંથ સુજે ભલ્લો જો. અલ્યા૦ ૧૦

ગરબી ૩ જી.

સંતસમાગમ મૂકે તું તો ધનકાજે જો;

---

૨ કઢે–ચીઢવે–કઢાપો કરાવે. ૬ એકતારો–એક તારવાળું વાજું–તંબુરો.

ચોરી કરે ધનકાજે માર ઘણો વાજે જો. સંત૦ ૧
વૃદ્ધ માતાને દુઃખ દ્યો છો પૈસામાટે જો;
વા'લી પુત્રીને જઇ વેચો પૈસા સાટે જો. સંત૦ ૨
આજ મરે કાલે મરે એવો વર જુઓ જો;
પૈસો લેઇ તાપ ત્રિવિધિના ખુઓ જો. સંત૦ ૩
પરણી થાય ધનવાન તર્ત દેહથી જુઓ જો;
તમે બા'રનું ભાઈ તો ત્યારે ઘણા રૂઓ જો. સંત૦ ૪
એમ થાવ ડાહ્યા ગાંડા તમે ધનસારૂ જો;
ધનકાજ તમે પડાવો શરીરે ઘારૂં જો. સંત૦ ૫
મારા ધન આગે અલ્યા તારૂં કશા લેખે જો;
એમ આંખડી ચઢશે ને ભાઇ નવ દેખે જો. સંત૦ ૬
હું છું શ્રીમંત અને અલ્યા મોટો ધની જો;
એમ ધન મળ્યા પછી વાત જાશે તારી બની જો. સં૦ ૭
નહિ મળે તો કહીશ ગરીબ છું અમો ઘણા જો;
પેટકાજ હવે દાસ થઉં કોણતણા જો. સંત૦ ૮
મળે ધન તોય સાચવ્યાની બીક રહે જો;
ન મળે તો દીનતાતણું દુઃખ વહે જો. સંત૦ ૯
બાપુ માને જો મારૂં તો તો કહું સીધું જો;
ધન ધીર નીરાંતના નામે તારૂં જોયે દીધું જો. સંત૦ ૧૦

ગરબી ૪ થી.

સુણ અલ્યા ધનના મેળવનાર વાત મારી જો;
તારી મતિ અવળી કરૂં સધી સારી જો. ટેક. ૧
હાયવરાળ કરીને તું તો ધન રળ્યો જો;

---

૧ વાજે-વાગે. ૪ બા'રનું—બાહારનું—ઉપર ઉપરનું.

એક ચોરી જનારો અલ્યા તને મળ્યો જો. સુણ૦ ૨
ધન રળી રળી આપ્યું તેં તો વ્યાજે સહુને જો;
ઓઢી ચાદર ને રડાવ્યા ધની બહુને જો. સુણ૦ ૩
કર્યો વે'પાર ને માંહી લાગી ખોટ ઘણી જો;
તો તો થઈ પડ્યો પાછો અલ્યા તું જ ઋણી જો સુણ૦ ૪
ચઢ્યા દરિયામાં માલ લેવા જાવે જાવા જો;
મળ્યું નહિ દશ વીશ દિન ત્યાંહી ખાવા જો. સુણ૦ ૫
એમ કરી કરી લાવ્યો ધન તીર સુધી જો;
વાહાણ ખડકે અફળાયું કશું કરો બુધી જો. સુણ૦ ૬
કદી જાવે જઈને લાવે તારાં પરિયાં ચાવે જો;
તોય જો જે અલ્યા કહું નહિ ફાવે જો. સુણ૦ ૭
ચોરી નવ થાવા તેં તો બાંધી પળની પાળી જો;
પણ પેશી લાલબઇને દેશે અલ્યા સહુ જાળી જો. સુણ૦ ૮
ત્યારે કરશો તમે કશું મને આવી કહો જો;
સત્ય નામ સમજો તો મને મગ્ન રહો જો. સુણ૦ ૯
બાપુ ધન એક ધારો તમે ધીર મોટો જો;
નામ નીરાંત વિનાનો ખેલ સહુ ખોટો જો. સુણ૦ ૧૦

## પુત્રઅંગ.

### ગરબી ૧ લી.

સુણો તમે સંતની સારી વાણી જી;
તો તો થાવ સ્વયં તમે ચક્રપાણિ જી. ટેક. ૧
તમે પે'લા તે પૈસા કમાશો જી;

---

૮ પળની પાળી–પેહેરેગીર ઊભા રહીને ઘડિયાળ વગાડે એવો બંદોબસ્ત. લાલબાઇ–અગ્નિ.

પછે તમે છોકરાંનેકાજે ભરમાશો જી. સુણો૦ ૨
સેવશો સંત સાધુના તમે પાગ જી;
કરશો ધન ખરચી જગન ને જાગ જી. સુણો૦ ૩
હિંદુ થઈ સેવશો કાટચા મુંડચા જી;
એમ તમે છોકરાંકાજે જાશો ઝૂડચા જી. સુણો૦ ૪
કદી તમે નહિ કરો છોકરાંની આશ જી;
તો તો તમને વાંઝીઆ કે'શે દાસી દાસ જી. સુણો૦ ૫
ત્યારે તમારૂં મન તો અતિ ભરમાશે જી;
અરેરે મેળવ્યું ધન અમારૂં કોણ ખાશે જી. સુણો૦ ૬
કદી તમે વાળશો તમારૂં મન ભાઈ જી;
પણ ક્યમે નહિ જંપે તમારાં બાઈ જી. સુણો૦ ૭
તે તો બોલાવી બાવા નવ નવા જી;
વંઝા દોષ કઢાવી પીશે સવા જી. સુણો૦ ૮
જ્યારે જડશે એવું એવું કરતાં જી;
ત્યારે તેથી કરશે મોટાં કાજ નરતાં જી. સુણો૦ ૯
એમ તમે છોકરાંનેકાજે રડવડશો જી;
બાપુ વગર મારેલા તમે મરશો જી. સુણો૦ ૧૦

## ગરબી ૨ જી.

છોકરાં વગર કે'શે શ્રાદ્ધ કો સારે જી;
નથી ભાઈ આગળ પાછળ કો મારે જી. ટેક ૧
લોક લોક તે મૂકે કશી પોક જી;
હોય છોકરો તો પુણ્ય પામું રોક જી. છોકરાં૦ ૨
કરે લઘવી તે ઊભો ઊભો આડી જી;

૪ કાટચા—મુસલમાન. મુંડચા—સંન્યાસી, વેરાગી વગેરે.

તોય પામું પિંડ કે' એની માડી જી. છોકરાં૦ ૩
છોકરાં વિનાનું જીવવું તે શેનું જી;
વાંઝિયું કહી મુખ નવ જુવે તેનું જી. છોકરાં૦ ૪
કપમ કરીએ ત્યારે મુઆં થાયે છોરૂં જી;
જાશે જીવીત બાઈ અમારૂં કોરૂં જી. છોકરાં૦ ૫
અમે વે'તી નીકે દીધા હશે પાગ જી;
અટકાવ્યા હશે ઋષીશ્વર કરતા જાગ જી. છોકરાં૦ ૬
ધાવણાં બાળકને દીધા હશે છેહ જી;
તેથી પડ્યા આ વાંઝિયાના વેહ જી. છોકરાં૦ ૭
એમ ટળવળે પુત્રને લાગે જી;
ન મળ્યાથી એક દિકરી માગે જી. છોકરાં૦ ૮
જન્મી દિકરી તો કે'શે ઘર ઘાલ્યાં જી;
મેળવેલાં ધન લઈ દિકરી તો ચાલ્યાં જી. છોકરાં૦ ૯
એમ બાપુ છોકરાની આશાએ બાંધ્યા જી;
ચીને આતમા તો ટળે સહુ વાંધા જી. છોકરાં૦ ૧૦

## ગરબી ૩ જી.

મહા મહા મેહેનતે થયો એક પૂત જી;
તેનાં જો જો તમે હવે ભાઈ તૂત જી. ટેક. ૧
થયો જન્મ કે ઊંઆ ઉંઆ જાગ્યું જી;
એથી બાપનું દુઃખડું કયું ભાગ્યું જી! મહા૦ ૨
આવ્યા જોષી ને કર્યા જનમાક્ષર જી;
જે જોષી તો જડસા નિરક્ષર જી. મહા૦ ૩
મેળવી રાખેલું જવા માંડ્યું ધન જી;

---

૮ લાગે-લાગ મળવા માટે. ૩ નિરક્ષર-મૂર્ખ-અવિદ્વાન.

વાંઝણ સુત જણે ફૂલ્ય ઘણી મન જી. મહા૦ ૪
તારે ખાવા પીવા વળ્યું મીઠું જી;
ભર્યા ખેતરમાં પડ્યું મોટું છીડું જી. મહા૦ ૫
ના'વાનું પાણી લેજો જઈ હાથે જી;
જો કંઇ બોલ્યા તો દુઃખડાં આવ્યાં માથે જી. મહા૦ ૬
રડી પડી તારૂં કામ મૂકાવે જી;
ચોટ્યું દેવસેવામાં ચિત્ત ચૂકાવે જી. મહા૦ ૭
હઇશ વૈષ્ણવ છૂતો નવ કોઇને જી;
કરે પૂજા કરતાં મળમૂત્ર રેંશો રોઇને જી. મહા૦ ૮
ખમા ખમા ભાઈ રહો તમે છાના જી;
એમ કરતાં નવ આવડ્યું તો તમે શાના જી. મહા૦ ૯
બાપુ છોકરો થયાથી શ્રાદ્ધ તારૂં સારે જી;
પણ લુંડાપણું પે'લું કરવું પડશે તારે જી. મહા૦ ૧૦

ગરબી ૪ થી.

અલ્યા કદી ફળવાળી ફળ ઘણાં આપે જી;
તોપણ જાણજે તને તે સંતાપે જી. ટેક. ૧
પાંચ છોકરા ને એક મારે છોકરી જી;
જણતાં જણતાં થઈ ગઈ હું તો ડોકરી જી. અલ્યા૦ ૨
હજી તાબિયા તમારા અમો સાંખું જી;
કે' તો તારાં જણ્યાંને કૂવે જઈ નાખું જી. અલ્યા૦ ૩
રડે કકળે મળી એકઠાં જો છોયે જી;
તારી દશા ફરી ત્યારે તું જોયે જી. અલ્યા૦ ૪

---

૪ વાંઝણ ઇ૦—વંઝા છોકરો જણવાથી મનમાં ઘણી ફુલ રાખે છે. ૮ છૂતો—અડકતો.

એમ તને છોકરાંમાં સુખ નહિ લાગે જી;
તોય કહીશ વાંઝિયા મેહેણું ક્યારે ભાગે જી. અલ્યા૦ ૫
એ તો ઊભયપાશ રજ્જુ છે મોટો જી;
થાયે સે'જમાં એ સહુ ખોટો જી. અલ્યા૦ ૬
ભલે છોકરાં હોયે એક ખાંડી જી;
પણ જોજે સદ્‌ગુરૂની હાટ માંડી જી. અલ્યા૦ ૭
તે તો કે'વે રસ્તે ચાલે ભાઈ જી;
તેની જઇને લેજે તું તો સાઈ જી. અલ્યા૦ ૮
તો તો છૂટશે તારા સહુ દોષ જી;
તજશે જાણતી અણજાણતી રોષ જી. અલ્યા૦ ૯
આપુ છે શુદ્ધ શીખામણ મારી જી;
જોને નિર્મળ મતિ કરી તારી જી. અલ્યા૦ ૧૦

## ગુરૂઅંગ.

### ગરબી ૧ લી.

ભજો તમે સદ્‌ગુરૂ સાહેબને મનથી રે લોલ;
તો તો તમે તરી તે જાવ ભાઈ તનથી રે લોલ. ૧
આનંદનો વરસાવિયો જેણે વરષા રે લોલ;
જેણે કરી તને આત્મરામ દરશા રે લોલ. ૨
જેણે દયા કરી ધરી દીલ અતિ સાચું રે લોલ;
તેને મૂઢ તું તો કયી વિધ જાચું રે લોલ. ૩
અલ્યા તને શબ્દના શિખર પર મૂકી રે લોલ;
કાઢી તારી વાસના તે વિષયમાં ઢુંકી રે લોલ. ૪
બ્રહ્મ શબ્દ સુણાવ્યો તને સાચો રે લોલ;

---

૬ ઉભય પાશરજ્જુ—એ પાસથી બાંધનારી ફાંસાની દોરડી. ૮ કે'વે રસ્તે-કહેલે માર્ગે. સાઈ-મદદ અથવા ખબર અંતર.

તારો કાટ કાઢી નાખ્યો સહુ કાચો રે લોલ. ૫

ગયા કાશી ગોમતી ને ગંગા મૂકાવી રે લોલ;
ત્રિવેણી તારા તનડા તે માંહી રૂકાવી રે લોલ. ૬

રામ કૃષ્ણ મચ્છ કચ્છ ને છોગાળો રે લોલ;
તારા દેહમાં દેખાડયો ગોપાળો રે લોલ. ૭

અલ્યા અંધારૂં અંધારૂં તેં તો દીઠું રે લોલ;
તને અજવાળું અજવાળું કર્યું મીઠું રે લોલ. ૮

અલ્યા તારે અંધારી પડતી રાતો રે લોલ;
તેં તો સૂર્યરૂપે મટાડી સહુ ભાતો રે લોલ. ૯

અલ્યા તું તો ભ્રમણી તે જાળમાં ભૂલ્યો'તો રે લોલ;
ભાઇ તું તો દેહડી સુદ્ધાં તે ડૂલ્યો'તો રે લોલ. ૧૦

બાપુ તેમાંથી તને મૂકાવ્યો રે લોલ;
ધીર ધણી ખોટો તે રસ્તો ચૂકાવ્યો રે લોલ. ૧૧

## ગરબી ૨ જી.

હું તો ભાઇ ભવજળ માંહી પડયો'તો રે લોલ;
તરતાં નવ આવડે માંહી ખડયો'તો રે લોલ. ૧

એવા બૂડતાને કાઢ્યો ગુરૂ મોટે રે લોલ;
નવ જાણ્યું બૂડતો વળગશે કોટે રે લોલ. ૨

મરજીવાને તે ભય નવ હોયે રે લોલ;
એ તો બૂડેલા તારે છે સહુ જોયે રે લોલ. ૩

કાઢ્યો એમાં તે કહીએ અમે કોને રે લોલ;
પણ મારો કહીને મટાડયો સહુ ભોને રે લોલ. ૪

---

૬ ગયા—એ નામનું તીર્થ. ત્રિવેણી-ગંગા, યમુના, સરસ્વતી અથવા ઇડા. પિંગળા, સુષુમ્ણા. રૂકાવી—રોકી.

બૂડયો કહીને મૂકે જેમ તારો રે લોલ;
તેમ સાચો ગુરૂ નહિ કરે અલ્યા તારો રે લોલ. ૫
એ તો બૂડતો તારીને કંઇક દેશે રે લોલ;
તને ભાઇ ચઢાવી દેશે સારે દેશે રે લોલ. ૬
નાસા કર્ણ બંધ કરો એમ કે'શે રે લોલ;
જોઉં ભવજળ ડૂબો તમે કેસે રે લોલ. ૭
જો તું માનીશ ગુરૂકેરૂં સાચું રે લોલ;
તો તો ડૂબવાનું બળી જશે ડાચું રે લોલ. ૮
શીખીશ ડૂબકી તે મારતાં સારી રે લોલ;
પંથ પાણી નવ પેસે શીખ મારી રે લોલ. ૯
બાપુ તરે એમ ભવજળ ભારી રે લોલ;
ધીર નીરાંતે દેખાડી મને બારી રે લોલ. ૧૦

## ગરબી ૩ જી.

ભાઇ તને ગુરૂની કુંચી દેખાડું રે લોલ;
લક્ષણ રૂડે પ્રકારે લેખાડું રે લોલ. ૧
પડે અજ્ઞાન તલવારના ઝટકા રે લોલ;
તોય ખરા ગુરૂ ન જાય કદી ફટકયા રે લોલ. ૨
હિમ્મત શૂરાની માને સહુ સાચી રે લોલ;
ગુરૂની દૃઢતા આગળ લાગે કાચી રે લોલ. ૩
બેઠા ધ્યાને તે દૃઢ મન ધારી રે લોલ;
ચળે નવ વરસે તે બાર મેઘ વારિ રે લોલ. ૪
કદી અગની ઝગે રૂપ ચાર આઠે રે લોલ;

---

૫ તારો–તારનારો. ૬ દેશે–કોઇક આપશે. સારે દેશે–સારે માર્ગે.
૭ કેસે–કેવીરીતે.

પડે શીતડી તે ઘણે ઘણે ઠાઠે રે લોલ. ૫
બેઠા તેહ ખોલકું તે જળી થાય ખાખ રે લોલ;
તોય ધીરજની દાખે એક દાખ રે લોલ. ૬
એવી ઇંદ્રી તે સહુ જેની કેદ રે લોલ;
જેની કાઢી નાખેલી સહુ પેદ રે લોલ. ૭
જેનું અડગ અચળ મન સાચું રે લોલ;
એવા ગુરૂ નહિ તેનું બળો કહ્નું ડાચું રે લોલ. ૮
જેણે ગુરૂ પરંપરાથી તે લીધું જ્ઞાન રે લોલ;
જે ભાઇ પામ્યા તે જ્ઞાનીઓમાં માન રે લોલ. ૯
જેની બુદ્ધિ નિર્મળ જેવી આરશી રે લોલ;
બાપુ તજેલી જેણે સહુ પારશી રે લોલ. ૧૦

ગરબી ૪ થી.

જોને ગુરૂ ઢાંક્યા ઢબુરચા નવ રે'તા રે લોલ;
એ તો સમાધિમાં પ્રખ્યાતિ કે'તા રે લોલ. ૧
તારા સત્વનું કાડી તે નાખે સત્વ રે લોલ;
તારા રજ તમનું તપાસે એ તો તત્વ રે લોલ. ૨
પછે તારા ત્રણે તે તાપ મટાડે રે લોલ;
બીજા અવગુણને વિધ વિધ ઘટાડે રે લોલ. ૩
મિથ્યા તને તે સહુ છે જણાવે રે લોલ;
એક ઉપદેશ સાચો ભણાવે રે લોલ. ૪
અલ્યા જેના સ્વભાવે જાય હિમ હારી રે લોલ;
ભાઈ જેની સમતાની જઇએ બલિહારી રે લોલ. ૫

---

૫ ચાર આઠે–બારે. અર્થાત્ બારે સૂર્ય રૂપે. ૭ પેદ–જુસ્સો–બળ. ૧૦ પારશી–નિશાની–પ્રપંચ.

૨ સત્વ–એ નામનો પ્રકાશાત્મક ગુણ. રજ–રજોગુણ. તમ–તમોગુણ.

નિત્ય તને તે કહે એક વાત રે લોલ;
તું તો તપાસજે તારી અલ્યા જાત રે લોલ. ૬
સર્વ જક્તમાં તું અને તુંમાં જક્ત રે લોલ;
નમજે એક જુએ જ્યાં સાચો ભક્ત રે લોલ. ૭
બે એ તો બોબડાં બકરાંની વાણી રે લોલ;
એક એ તો સંત મહાસંતે માણી રે લોલ. ૮
એવી અદ્વૈતભાવના ભેરવશે રે લોલ;
દ્વૈતથકી તે મનડું ફેરવશે રે લોલ. ૯
બાપુ એવા ગુરૂને નમો નિત્યે રે લોલ;
ધીર નીરાંત ધણીને અતિ પ્રીતે રે લોલ. ૧૦

## વૈરાગ્યઅંગ.

### ગરબી ૧ લી.

મારૂં મારૂં કરીને મૂઢ શું ફરે છે;
તું તો દોરડીને સાપે અલ્યા શું ડરે છે. ૧
જોને ભાઈ મંદિર વસવા એક તારૂં છે;
લાગે અગ્નિ તો તેહ તો જનારૂં છે. ૨
હાથી ઘોડા ને ગજકેરૂં લારૂં છે;
મૂઢ શું બકી બકી કે'છે મારૂં છે. ૩
નથી અલ્યા કાંઇએ જો મોટું એક બારૂં છે;
સુખ સંસારનું સર્વે ખારૂં છે. ૪
તારૂં તનડું તે જો ટળનારૂં છે;
પછે કયું તે સુખ તારે સારૂં છે. ૫
નથી માતા પિતા સહુ ખોટું છે;

૬ જાત–મૂળસ્વરૂપ. ૮ બે–દ્વૈતભાવ ( બકરાં બેં બોલે છે તેની સાથે સરખાવણી છે ).

એ તો તને માયાનું ગુંદરિયું ચોટયું છે. ૬
ભાઈ મારૂં મૂકાવે સાર જેહજ છે;
જાણ નકામો એ સહુ છેહજ છે. ૭
ધન ધામ નથી સત્ય એકજ છે;
મિથ્યા ધણિયાણી ધણી અને લોકજ છે. ૮
નામ નીરાંતનું એક કામનું છે;
બીજું તારણ તે ધીર ધણી ધામનું છે. ૯
બાપુ સાચું તે નામ સત્ય રામનું છે;
ખોટું આવી મળેલું સહુ દામનું છે. ૧૦

ગરબી ૨ જી.

કરી કાગળની હાથણી તે કાચી છે;
એક શ્યામની સગાઇ એ તો સાચી છે. ૧
જાણ સંસાર જુગારની બાજી છે;
એને ભોગવે તે જાણો તમે પાજી છે. ૨
જેણે છોડ્યું તે અતિ અતિ રાજી છે;
તેની દેહડી તે રોગ વિણ સાજી છે. ૩
સુણી સતનામ માયા ભાઈ લાજી છે;
ઓળખ્યા ગુરૂ તેને કો'યલી એ ભાજી છે. ૪
વ્યર્થ દિકરો દિકરી દાદી દાજી છે;
વ્યર્થ હાથી ઘોડા ને મળ્યા વાજી છે. ૫
ખોટું મારૂં ને તારૂં એ તો જાણે છે;
તોય ભુરાયો થઇ ભલું માણે છે. ૬

---

૪ કો'યલી–કોહી ગયેલી. ૫ દાજી–દાદા. વાજી–ઘોડા.
૬ ભુરાયો–ભરમાયલો.

કોઈ લેંણું પૂછાવે છે સારૂં,
કોઇ વિસારે સહુ લારૂં રે; ધન્ય કાલનો દિન. ૨
કોઇ તોરણ બાંધે ચારે પાસે;
કોઈ તો કરે છે કંઇ કંઈ આશો રે; ધન્ય કાલનો દિન. ૩
બેઠા બ્રાહ્મણ ઘેરે ઘેર,
દીવાળી બારશની રૂડી પેર રે; ધન્ય કાલનો દિન. ૪

## ધોળ ૭૬ મું.

દીવાળી જાય રામજી જ્યારે કચારી,
ત્યારે પૂરે આશા તે તો અમારી રે; ધન્ય કાલનો દિન. ૧
દીવાળી બેઠા માગણ કરી તૈયારી,
પૂરશે રામજી આશા અમારી રે; ધન્ય કાલનો દિન. ૨
દીવાળી બેઠી માળણ ફૂલડાં ઝાલી,
પૂરશે રામજી આશા અમારી રે; ધન્ય કાલનો દિન. ૩
દીવાળી રામજીના ઘર પાસે,
બેઠા માગણ તે તો આશે રે; ધન્ય કાલનો દિન. ૪

## ધોળ ૭૭ મું.

ત્યાં કોઇ સીતાજીને સંભારે,
ત્યાં કૌસલ્યાને ધારે રે; કાલે રાજા થાશે. ૧
કોઇ લક્ષ્મણજીને જઈ ભેટે,
સહુ આશાએ દુઃખ મેટે રે; કાલે રાજા થાશે. ૨
એમ આનંદ અપરમપાર થાયે,
તે તો દીવાળી કેઈ પેર ગાયે રે; કાલે રાજા થાશે. ૩
એવે દેવને ચિંતા થાયે,
મુઆ દેવને અજંપો થાયે રે; કાલે રાજા થાશે. ૪

૭૫ લારૂ-લાહારૂ.

## ધોળ ૭૮ મું.

ભરી સભા દેવ ત્યાં બોલે,
જો થાશે રામજી રાજા રે; તો તો દુઃખડાં રે'શે. ૧
ત્યારે બ્રહ્મા ત્યાં બોલ્યા મુખે,
આણો રાઘવજીને દુઃખે રે; તો તો દુઃખડાં રે'શે. ૨
નવ થાયે જો રાજા રામ,
તો તો થાયે દેવનાં કામ રે; તો તો દુઃખડાં રે'શે. ૩
પછે ત્યાં દેવે વિચારી છે વાત,
દીવાળી આડી રહી એક રાત રે; તો તો દુઃખડાં રે'શે. ૪

## ધોળ ૭૯ મું.

પછે કરી કુબડીને તૈયાર,
તે તો જઈ ભેટી કેકૈ માત રે; તેણે કૂડું કીધું. ૧
ત્યારે થયા કૂડામાં દેવતા જી,
એમને કોણ કે' દેવતા દાજી રે; તેણે કૂડું કીધું. ૨
તે તો જાણે ના કોઇ વાત,
એવા છાના કરે છે દેવતા ઘાય રે; તેણે કૂડું કીધું. ૩
હવે પુરમાં આનંદ તો નવ માય,
ક્યારે સાંજ થઈ રાતડી જાય રે; તેણે કૂડું કીધું. ૪

## ધોળ ૮૦ મું.

હવે રાજાએ તેડચા ગોર,
બીજાને કે'છે મૂકો સોર રે; તમે લાવ્યા શું. ૧
કરે ઉમંગથી અભિષેક,
નવ વિસરશો કાંઇ રેખ રે; તમે લાવ્યા શું. ૨
જે જોઇએ તે લેજો દામ,

કરજો સારૂં સારૂં સહુ કામ રે; તમે લાવ્યા શું. ૩
કે'છે પ્રધાનને ભૂપાળ,
સેજો દીવાળીની સંભાળ રે; તમે લાવ્યા શું. ૪

## ધોળ ૮૧ મું.

ત્યારે બોલ્યા ગોર વચન,
રાય થાશો તમે પ્રસન્ન રે; અમે લાવ્યા સહુ. ૧
જે જે જોઇએ મંગળ કરવા,
જે જે જોઇએ સામગ્રી ધરવા રે; અમે લાવ્યા સહુ. ૨
તે અમે અમારૂં ના વિસરિયે,
લખી કાગળમાં સહુ ભરિયે રે; અમે લાવ્યા સહુ. ૩
સાત સાગરનું લાવ્યા પાણી,
દીવાળી આપ્યું પ્રધાને સહુ આણી રે; અમે લાવ્યા સહુ. ૪

## ધોળ ૮૨ મું.

રાજા કહે હવે ખૂટે છે કાંઈ,
કાલે દોડાવશો મા રાઈ રે; તમે મારા ગોર. ૧
કાલે આનંદનો દા'ડો સારો,
કેમ જીવ ઉંચો થયો મારો રે; તમે મારા ગોર. ૨
લોક વધાઈ લઈ લઈ આવે,
તે તો મારા મનમાં ભાવે રે; તમે મારા ગોર. ૩
પણ કોઈનું ન લેશો હમણાં,
દીવાળી કાલે થશે સહુ ભેગું રે; તમે મારા ગોર. ૪

## ધોળ ૮૩ મું.

એમ સહુને પાછા વાળે,
એવે સાંજ પડી સહુ ભાળે રે; અતિ આનંદ થાય. ૧

ઘેર ઘેર દીવાની રૂડી હાર્યો,
ત્યાં તો આનંદનો ઘન હાર્યો રે; અતિ આનંદ થાય. ૨
રૂડી ચાટલાંની છે સોઈ,
તેણે મનડાં જાયે મોહી રે; અતિ આનંદ થાય. ૩
રાખ્યું કાલને કાજે સારૂં,
તોય દીવાળી શુંય વખાણું રે; અતિ આનંદ થાય. ૪

## ધોળ ૮૪ મું.

એમ આનંદ આનંદ જોઈ,
ગયા રાજા કેકે પાસે રે; અતિ આનંદ થાય. ૧
પછે રામજી ગામમાં જાયે,
લોક જોઈ સુખી બહુ થાયે રે; અતિ આનંદ થાય. ૨
કોઇ બેસારે રામ બોલાવી,
તેને ઘેર જાય છે રામજી રાય રે; અતિ આનંદ થાય. ૩
એમ લક્ષ્મણ ને રામ ફરિયા,
દીવાળીએ તે આનંદ કરિયા રે; અતિ આનંદ થાય. ૪

## ધોળ ૮૫ મું.

પછે રામજી ગયા સજ્જાયે,
પછે લક્ષ્મણજી ઘેર જાયે રે; અતિ આનંદ થાય. ૧
બેઠાં માડી વાટડી જોઈ,
કરી વિધ્ય વિધ્યની ત્યાં સોઈ રે; અતિ આનંદ થાય. ૨
માજી બોલ્યાં મુખથી સારૂં,
આજ તો સજ્જાએ નહિ સૂવાય રે; અતિ આનંદ થાય. ૩
કાલે રાય રાજ્યે તમે બેસો,
આજ તો દુ:ખડાં માંહે પેસો રે; અતિ આનંદ થાય. ૪

## ધોળ ૮૬ મું.

મારા વા'લાજી સૂઓ ભોમે,
ત્યારે રામજી કે' તમે તેમ રે; અતિ આનંદ થાય. ૧
પછે દર્ભ આસનમાં સૂતા,
તે તો દીવાળીના મનમાં ખૂંતા રે; અતિ આનંદ થાય. ૨
પછે જાનકી બોલ્યાં માડી,
કાલે હું તો પે'રૂં કેઇ સાડી રે; અતિ આનંદ થાય. ૩
મારા સ્વામીજી સુણો વા'લા,
દીવાળીના દીલના લાલા રે; અતિ આનંદ થાય. ૪

## ધોળ ૮૭ મું.

જુઓ કાળી સાડી ન પે'રાયે,
મુને લાલ ના ગમે રાય રે; અતિ આનંદ થાય. ૧
ત્યમ લીલી ના પે'રાયે,
મુને પીળી ના ગમે રાય રે; અતિ આનંદ થાય. ૨
હું તો પે'રીશ ગુલાબી સ્વામી,
તમને કહું છું મુસ્તક નામી રે; અતિ આનંદ થાય. ૩
પે'રૂં દાગીના જોઈ જોઈ,
દીવાળી રે'વા દેઉં ના કોઈ રે; અતિ આનંદ થાય. ૪

## ધોળ ૮૮ મું.

તમે કેવો પે'રશો વાગો,
મારા સ્વામી કહો મુને આજ રે; અમો આનંદ પામું. ૧
વળી તમે બાંધશો કેવો પાઘ,
તે તો કહી દ્યો મુને આજ રે; અમો આનંદ પામું. ૨
બીજું કાલે ધારશો કેવું,

તે તો પડશે મુને કે'વું રે; હું તો આનંદ પામું. ૩

એમ બોલતાં માણે રે' નહિ,

દીવાળી જાણે તે શું પે' સહી રે; અમો આનંદ પામું. ૪

## ધોળ ૮૯ મું.

વા'લી કાલની શી આજ વાત,

હજુ આડી છે એક રાત રે; મારી મીઠી રાણી. ૧

સવારે ધારૂં જે હું વાગો,

ત્યારે તારાથી જઉં નહિ આઘો રે; મારી મીઠી રાણી. ૨

તમો કહેશો તેવો અમો ધારૂં,

પણ પ્રભુને ગમે શું સારૂં રે; મારી મીઠી રાણી. ૩

ત્યારે જંપ્યાં જાનકી માતા,[૮૫]

દીવાળી આનંદના આતા રે; મારી મીઠી રાણી. ૪

## ધોળ ૯૦ મું.

હવે લોક કરે છે વિચારા,

જાગ્યા આખી રાત કો સારા રે; કાલે આપવું શું. ૧

કોઇ ભેટચો જઇને તપાસે,

કોઇને ઉંઘમાં ભેટ ભાસે રે; કાલે આપવું શું. ૨

એમ આનંદ ઓછવ થાયે,

કોઈ કીરતન હરિનાં ગાયે રે; કાલે આપવું શું. ૩

કોઈ બેસવાની બેઠક ખોળે,

દીવાળીબાઇ છે રામને ખોળે રે; કાલે આપવું શું. ૪

## ધોળ ૯૧ મું.

માગણ રાત સારી નવ ઊંઘે,

થઇશું રાજા કાલે સવારે રે; બાઈ દિન ન ઊગે. ૧

૮૫ આતા—આત્મા (૩૫).

કોઈ તો ઉજાગરે આંખો ચોળે,
કોઈ તો ધરણીમાં સૂઈ જાય રે; બાઈ દિન ન ઊગે. ૨
કોઈ કીરતન રામનાં ગાયે,
કોઈ ઊંઘમાં સુખી થાયે રે; બાઈ દિન ન ઊગે. ૩
કોઈ સ્વપ્નાં પામે છે સારાં,
બાઈ દીવાળી પામ્યાં નઠારાં રે; બાઈ દિન ન ઊગે. ૪

## ધોળ ૯૨ મું.

હરિજન ઊંઘમાંથી જાગ્યા ઝબકી,
સ્વપ્નાં જોઇને મુઆ હબકી રે; બાઈ દિન ન ઊગે. ૧
કાલે રામજી બેસશે રાજ્યે,
આજ સ્વપ્નાં આવાં કેમ પામુ રે; બાઈ દિન ન ઊગે. ૨
થાજો ખોટું વેરીડાને ઘેરે,
મળજો રાઘવને સુખ પેરે રે; બાઈ દિન ન ઊગે. ૩
એમ રામભક્ત કરતા વાતો,
દીવાળી દુઃખડાં ધરતા જાત્યો રે; બાઈ દિન ન ઊગે. ૪

## ધોળ ૯૩ મું.

દીવાળી દિન તો ના ઊગાડે,
મારા રામજીને નાહિ જગાડે રે; બાઈ દિન ન ઊગે. ૧
ભાયડા કઠણ મનના બાઈ,
તે તો જગાડશે રઘુરાઇ રે; બાઈ દિન ન ઊગે. ૨
દીવાળી આનંદ આનંદ ગાઈ,
દુઃખડાંની જોઇએ નહિ મારે સાઈ રે; બાઈ દિન ન ઊગે. ૩
મુઆ દેવે દુઃખડાં દીધાં,

---

૯૨ જાત્યો–જાતજાતનાં, અથવા જાતએ-પોતે.

મારા નાથનાં મુખડાં લીધાં રે; બાઈ દિન ન ઊગે. ૪

## ધોળ ૯૪ મું.

પોતાનું દુઃખ સંભારે દેવ,
એમની કરશો નહિ કોઇ સેવ રે; બાઈ દિન ન ઊગે. ૧
લે મારા રાઘવજીનું રાજ,
મારે કોઇ દેવનું નથી કાજ રે; બાઈ દિન ન ઊગે. ૨
મારી જાનકી વા'લી માઈ,
તેના દુઃખમાં દીવાળી સમાઈ રે; બાઇ દિન ન ઊગે. ૩
એ દુઃખ ભાયડા જાણે ગાઈ,
દીવાળી રાંડી દુઃખે દબાઈ રે; બાઈ દિન ન ઊગે. ૪

## ધોળ ૯૫ મું.

હું તો ચાંદાને કહું ધીમો ચાલે,
એ છે દેવ ક્યમ સામું ભાળે રે; બાઈ દિન ન ઊગે. ૧
તોય ચાંદાને દેઉં દવાઈ,
તારા ગુણલા નહિ ગાઉં ભાઈ રે; બાઈ દિન ન ઊગે. ૨
ચાંદા દેવ તારા સુખમાટે,
અમને દુઃખી કરે શે સાટે રે; બાઈ દિન ન ઊગે. ૩
મુઓ ચાંદા મારૂં ના માને,
દીવાળી દુઃખી કર્યો ભગવાને રે; બાઈ દિન ન ઊગે. ૪

## ધોળ ૯૬ મું.

હું તો સૂરજને કહું આજે,
મારા રામજીને નવ જગાડે રે; બાઈ દિન ન ઊગે. ૧
મુઓ એ દેવતા મોટો દુઃખી,
અમને થાવા દેશે નહિ સુખી રે, બાઈ દિન ન ઊગે. ૨

આપે હજાર તો તેનું સહુ જશે રે. ભાઈ૦ ૪
તમને મળે કદી એક હજાર રે;
તો તો તમે ઇચ્છો સોનૈયાની પાર રે. ભાઈ૦ ૫
સોનું મળે તમે હીરા માગો રે;
આપે હીરા તો મોતીથી રાગો રે. ભાઈ૦ ૬
એમ તૃષ્ણા તો તમારી ન તૂટે રે;
એના ઉભરા તે કોઇથી ન ખૂટે રે. ભાઈ૦ ૭
અન્ન વસ્ત્ર મળે તો માગો પૈસા રે;
મળે જૈસા તૈસા તો માગો વૈસા રે. ભાઈ૦ ૮
કોઇ અવતર્યો નથી એવો દાતા રે;
તૃષ્ણાખોરને ખવરાવી ખાતા રે. ભાઈ૦ ૯
બાપુ એક તૃષ્ણાને જીતે ગુરૂદેવા રે;
ધીર ગાયકવાડ નામ ધરે કરે સેવા રે. ભાઈ૦ ૧૦

## ગરબી ૪ થી.

તને કોઇ કે'તું કે ન કર્ય તૃષ્ણા રે;
તારૂં સહુ પૂરૂં કરશે હરિ કૃષ્ણા રે. ટેક. ૧
ત્યારે તું તો તેને દેતો જબાપ રે;
ઘરમાં બેઠે આવી આપે મારો બાપ રે. તને૦ ૨
સૂતા રહો તમે તૃષ્ણાના ત્યાગી રે;
તમારી ભૂખ જશે સર્વે ભાગી રે. તને૦ ૩
તેને સંત કહે સુણ શ્વાન રે;
કંઇક અમારૂં કહ્યું તું માન રે. તને૦ ૪
અલ્પ અજગર ઉદ્યમ ભાખો રે;
જેને ખાવા જોઇએ ખાંડી લાખો રે. તને૦ ૫

---
૬ રાગો—પ્રીતિયુક્ત થાવ. ૮ વૈસા—એવા.

તેનું ઉદર ભરવા તમે જાવો રે;
તમે ચૂવા ઉદ્યોગી સર્પને ભાવો રે. તને૦ ૬
સિંહ શું અલ્યા તારી પેઠ ભટકે રે;
એને ભક્ષ તો ગુફામાં આવી અટકે રે. તને૦ ૭
ત્યારે તૃષ્ણાળ બોલે છકી રે;
તમારે કેમ ભીખારીની ટેક ટકી રે. તને૦ ૮
ત્યારે સંત બોલ્યા સુણ મૂઢ રે;
કોક શંકર જેવો ધની મળ્યો ગૂઢ રે. તને૦ ૯
બાપુ તેથી કુબેરને સોંપ્યું કાજ રે;
ગાયકવાડ નામ ધરી કરીએ રાજ રે. તને૦ ૧૦

## વચન અંગ.

### ગરબી ૧ લી.

વચન પાળે તે તો સંત મોટા;
બીજાએ જાણો વાળ્યા તે ખોટા લંગોટા. ટેક. ૧
વચન સાચું તેની ખરી માનો સેવા;
વચન સાચું તેને ગુરૂરાજ કે'વા. વચન૦ ૨
વચનમાં રૂપ રંગ અને વસે શોભા;
વચન જતાં ગુરૂરાજની જાણો ઓભા. વચન૦ ૩
ધિઃક જેણે ગુરૂ થઈ વચન ન પાળ્યાં;
તેનાં જાણો કાળે તે મૂખ નિશ્ચે બાળ્યાં. વચન૦ ૪
વચન એ તો સદ્‌ગુરૂકેરી જોડી;
ભૂલ્યો જેણે વચનની સાંકળ તોડી. વચન૦ ૫
વચન ચૂક્યા તે તો જાણો વચળેલા;
તેને ગણો કસાઈ કે કસાઈના ભેળા. વચન૦ ૬

વચનકાજ હરિશ્ચંદ્ર શું શું કીધું;
વચનકાજ પાણી રાણીએ શિર લીધું. વચન૦ ૭
વચનકાજ વસિષ્ઠ વિશ્વામિત્ર લઢિયા;
વચનકાજ એવા એવા ઘાટ ઘડિયા. વચન૦ ૮
વચન એ તો સદ્ગુરૂકેરી શોભા;
વચન પર બાપુ જેવા કંઈક થોભ્યા. વચન૦ ૯
જોયા બાપુએ વચનના સાચા;
એક ધીર નીરાંત વિના સહુ કાચા. વચન૦ ૧૦

## ગરબી ૨ જી.

તમે જુઓ જુઓ વચનની શોભા;
જેણે વેણે દેવ દાનવ જેવા લોભ્યા. ટેક. ૧
એક વાણી હાડ તારાં ભંજાવે;
એક વાણી તારા અરિને રંજાવે. તમે૦ ૨
મૂકો ભાઈ સંતની વાતો હમણા;
થઇએ સંસારી તમથી બમણા. તમે૦ ૩
સંસારીમાં જો વચનનો સાચો;
તો તો તારો પડશે વેપારે માઝો. તમે૦ ૪
કદી ધની હોઈ ભાઈ તુંજ જૂઠો;
તો તો જાણજે રામજી તને રૂઠ્યો. તમે૦ ૫
જૂઠાને જણ્યાં સુધાં નવ માને;
જૂઠાને પાસે કોઈ નવ આણે. તમે૦ ૬
જો સંસારીમાં એટલું મોટું;
તો તો અલ્યા જ્ઞાનીની ગલીમાં કેવું ખોટું. તમે૦ ૭
ત્યાં તો જોઇએ સચાઇની એક સાડી;

બીજી નભે નહિ વાત જેહ લબાડી. • તમે૦ ૮
કરી જોને અનુભવ સાચકેરો;
એક બે દિનમાં છૂટશો ચોરાશીના ફેરો. તમે૦ ૯
બાપુ ધીર ધણી એ તો એક સાચો;
બીજો નીરાંતને જોઈ બાપુ રાચ્યો. તમે૦ ૧૦

ગરબી ૩ જી.

અલ્યા સત્ય વચનની મોહની જૂદી;
જૂઠો જુએ તેને નાખે સહુ છૂંદી. ટેક. ૧
જોને અલ્યા સાચાનો કેવો વિશ્વાસ;
જોને પૂરી પડે કેવા કેવાની આશ. અલ્યા૦ ૨
તને લલચાવવાને કહું એક;
તું તો ધર્યે સાચાતણો વિવેક. અલ્યા૦ ૩
પછે કદી જૂઠું બોલીશ કદી ઢોંગી;
તો તો તારી સાચાની સવાસે સોંગી. અલ્યા૦ ૪
અલ્યા તારા ગુરૂ જેહ થઈ ગયા પે'લા;
તે તો બોલ્યા સત્ય થયા તેણે સહુ ઘે'લા. અલ્યા૦ ૫
તેનું રચ્યું કે કર્યું તમે ખાવો;
ટીલાં તાણી તાણી સાચાને તાવો. અલ્યા૦ ૬
થાવ સાચા તો મળે ઘણા લોકો;
થઇ સાચા પછે ધન હરો રોકો. અલ્યા૦ ૭
તો તો મનડું અમારૂં કંઇ માને;
એટલું કરો આપી સાન ભગવાને. અલ્યા૦ ૮
ભાઇ તમે ભકતો જો જો એટલું જ્યારે;

---

૪ સવાસે—છવાશે કે સુવાસે—સુહાશે. સોંગી—સોગ લેવાપણું.

ગુરૂ ગુરૂ કહી ગોદા ખાજો ત્યારે. અલ્યા૦ ૯
નવ જુઓ સાચું શમણા માંહી;
બાપુ તમે નવ જાશો કદી ત્યાંહી. અલ્યા૦ ૧૦

## ગરબી ૫ મી.

બાપુ અમે જ્ઞાનની કરી કંઇ વાતો;
તે વાંચી કરો શુદ્ધ તમારી ભાઈ જાતયો. ટેક. ૧
ધારો તમે સાચી તે ટેકની સગાઇ;
તો તો તરો બાઈ અને તમે ભાઇ. બાપુ૦ ૨
માનો મિથ્યા તમે સહુ જ્યારે;
હરિ હર કરે સા'ય તમને ત્યારે. બાપુ૦ ૩
મારૂં તારૂં નથી મૂક્યું જ્યાં સુધી;
બાપુ કે' નવ તરો તમે બુંધી. બાપુ૦ ૪
ખરા ટેકની તરવારે ભાઇ રે'શો;
ત્યારે તમે કંઈ લીધું એમ કે'શો. બાપુ૦ ૫
અનુભવ કરી કરી અમે કહીએ;
અમો જેવે રૂપે થઈ રહીએ. બાપુ૦ ૬
તમો સમજો તો અમે સમજાવું;
ભક્ત થવું એમાં રખે ધારો ખાવું. બાપુ૦ ૭
કવિ રવિથકી ભક્ત રાજ મોટા;
ધની ફણી જાણો એહથકી ખોટા. બાપુ૦ ૮
પણ હોય ભકતરાજ જ્યારે સાચા;
નહિ તો જાણો સર્વને તેમ તેને કાચા. બાપુ૦ ૯
બાપુ નામ નીરાંતનું અમે લઇએ;
ગુરૂ ગુરૂ ધીરાને તો કહીએ. બાપુ૦ ૧૦

# જ્ઞાનોપદેશ.

## કાફી ૧ લી.

સમજ્યા વિના સાધન રે, તેની નવ થાય ગતિ;
હરિનામ વિના રે, જે નર રહ્યા મૂઢ મતિ. ટેક. ૧
હરિનામ વિના જે જે કરવું તે, ભાત ભાતના ક્રમ,
સદ્‌ગુરૂ મળે તો સંશય ટાળે, ભાગી જાય સહુ ભ્રમ;
ક્રમ ગયા સહુ નાશી રે, પાયે પડે ગતિ મુક્તિ. સમજ્યા૦ ૨
જાગ જગન કરૂં ( તો ) દોષ ઘણો બેસે, લક્ષ લક્ષ જીવ મરી જાય,
એક કુળગુરૂ તો આત્મા દુખે, ત્યાં સુધી કર્મ કહેવાય;
નામ ઘણું મોટું રે, આવરણ ના આવે રતિ. સમજ્યા૦ ૩
દમ ના ઘુંટું ને મુખ ના રટું, સુરત નામ એક રૂપ,
નામી અનામી પોતે બન્યો છે, કોટિ બ્રહ્માંડનો ભૂપ;
જાપ ક્યાં જપીએ રે, પોતે તો બન્યો જગપતિ. સમજ્યા૦ ૪
સદ્‌ગુરૂ મહિમાનો પાર ન આવે, અંતરકેરૂં છે મહાશૂળ,
ભૂલ હતી તે સદ્‌ગુરૂએ ભાગી, વસ્તુ આપી છે અમૂલ;
ગુરૂ નીરાંત બાપુ કહે છે રે, પ્રગટ કરી ગુપ્ત હતી. સમજ્યા૦ ૫

## કાફી ૨ જી.

પાણીનો ખેલ બનાવ્યો રે, એની તો કહીએ અકલ ઘણી;
સહુથી રમનારો ન્યારો રે, શોભા તો એના નામતણી. ટેક. ૧
ખરૂં એ પાણી ને ખોટું એ પાણી, પાણી અફીણ ને ખાંડ,
એ પાણીથી થયાં નરનારી, ને એ પાણીથી બ્રહ્માંડ;

---

૩ કુળગુરૂ ઇ૦—સર્વના કુળગુરૂરૂપ જે આત્મા, તે દુખે—દુખાય ત્યાં સુધી કર્મ (બંધન કરનાર) કહેવાય, માટે નામ એજ ઘણું મોટું છે, જેને રતિ ( લગાર ) પણ આવરણ ( પડદો-અંતરાય ) આવતું નથી.

પાણીનું બન્યું મોતી રે, પાણીની બની હીરાકણી. પાણી૦ ૨
પાણીની અમૂલ્ય કાયા બનાવી, હાડ ચામ લોહી માંસ,
પાણીના રે પશુ પક્ષી બનાવ્યાં, પાહાડ પથ્થર ને ઘાસ;
પાણીનાં હાથી ઘોડા રે, પાણીની સાલ પામરી બની. પાણી૦ ૩
સર્વે ધાત તો પાણીની બની છે, પાણીતણા પચરંગ,
સહુથી ન્યારો મારો સાંઈ બિરાજે, તેને દેખીને થયો છું ડંગ;
સંગ કીધો તેનો રે, સત્તા તો આતમાની ઘણી. પાણી૦ ૪
અક્ષારાતીતે અક્ષરબ્રહ્મ નીપજાવ્યા, ને અક્ષરથી નરનાર,
ઓંકારથી ત્રણ ગુણ નિપાવ્યા, એ અઠ્ઠાવીશ નિરધાર;
ઓગણત્રીશમા વિષ્ણુ રે, ત્રીશમા બાપુ ગાય ભણી. પાણી૦ ૫

કાફી ૩ ૭.

પુનમિયા તેને કહીએ રે, પુરાણ નીમ જેણે રાખ્યો;
હરિ સાથે પ્રીતિ રે, અદ્વૈત પ્યાલો તેણે ચાખ્યો. ટેક. ૧
રણ મૂકાવે તેને રણછોડજી કહીએ, સદ્ગુરૂ તેનું નામ,
મરણ જન્મનો સંશય મટાડે, તો વીશવશાએ થયું કામ;
આતમારામ જાણો રે, દ્વૈતભાવ કાઢી નાખ્યો. પુનમિયા૦ ૨
ગુરૂમતિ જળમાં સ્નાન કીધું, સાકર માખણ પ્રેમ,
સુરતા તુળસી વા'લાને ચઢાવી, એમ રાખ્યો છે નેમ;
ધન મળ્યું જૂનું રે, ગુણગાગેર દરવ દાખ્યો. પુનમિયા૦ ૩

---

૪ ડંગ—દિંગ—વિસ્મિત. ૫ એ ૬૦—પચીસ તત્વ અને ત્રણ પ્રકારનો અહંકાર એમ અઠ્ઠાવીસ તત્વ થાયછે. ત્રીસમા—બ્રહ્મ—નિર્વિકાર આત્મા.

૧ નીમધારી પુનમિયા દર પુનમે ડાકોર રણછોડજીની જાત્રાએ જાયછે તેને ઉદ્દેશીને આ કાફી છે. ૩ ગુરૂમતિ—ગુરૂમતિ રૂપી ગોમતીમાં. ગુણગાગર દરવ દાખ્યો-ડાકોરના મંદિરમાં એક ગાગર રાખેલી છે તેમાં જાત્રાળુ પૈસા નાખે છે તેને અનુસરીને આ કથન છે.

દેહ દ્વારકામાં દીનાનાથ બિરાજે, હરિનામની છે છાપ,
સદ્‌ગુરૂ દેવે કૃપા કરી ત્યારે, ટાળ્યા ત્રિવિધીના તાપ;
પાપ ગયું નાશી રે, ગુરૂએ આપી જ્ઞાન આંખો. પુનમિયા૦ ૪
સચરાચરમાં હરિ દેખાડ્યા, જેમ જળમાં સૂર,
વા'લા વિના કોઈ ઠામ ના ઠાલો, જ્યાં જોઉં ત્યાં ભરપૂર;
બાપુ નામ સાચું રે, ગુરૂકૃપાથી હરિ ઝાંખ્યો. પુનમિયા૦ ૫

## કાફી ૪ મી.

કેવળપદ સાચું રે, પંડિત તમે ઉરમાં આણો;
જેનાવડે બોલે રે, તેને તો તમે નવ જાણો. ટેક ૧
ખત વાંચે તો પાર ના આવે, ને વસુલ કરે વસુલ થાય,
કુરાન પુરાણ સૌ વાંચીને થાક્યા, પણ આત્મા સમજે તો દુઃખ જાય;
સુખ થાય ઝાઝું રે, મત તમે શીદ તાણો. કેવળપદ૦ ૨
પિયુ પરદેશે ગયા ને મૂકી ગયા, પોતાના ઘટનો રંગ,
મન મનોરથ ત્યારે રે થાય જ્યારે, સ્વામી મળે અભંગ;
આપ નવ શોધ્યું રે, તો જ્ઞાન દીવો કીધો રાણો. કેવળપદ૦ ૩
લાજ મૂકીને માથે છેડો રે નાખ્યો, તેને સ્વામીનો નહિ પાર,
પતિવ્રતા સ્વામીની વાતો કરે છે, ત્યારે વચળીને આવે ખાર;
એક આંખવાળો રે, દુઃખિયો થાય કે'તાં કાણો. કેવળપદ૦ ૪
તાંબાનો રૂપિયો કહીં ના ચાલે, ગમે તેવી પાડે છાપ,
જડને જાચે કર જોડીને તોય, નવ મટે ત્રિવિધિ તાપ;
બાપુ નામ સાચું રે, સંત તમે સત્ય માણો. કેવળપદ૦ ૫

## કાફી ૫ મી.

નામ જેણે જાણ્યું રે, તે તો વેદ ચારે ભણ્યો;

---

૩ ઘટનો રંગ-છબી. ૪ વચલી-વચજેલી.

ભેદ જેણે જાણ્યો રે, તે તો ખરો તરત બન્યો. ટેક. ૧
બત્રીશ આભરણ અંગે ધરે નારી, નાક વિના શો શણગાર,
કવિએ જો આપનું આપ નવ જાણ્યું, તે ક્યમ કરી ઉતરે પારઃ
સાર કયાંથી મળશે રે, ભણ્યો ખરો પણ નવ ગણ્યો. નામ૦ ૨
વાંઝણી નારીને સ્વપ્નું આવ્યું છે, પુત્ર નથી રે એની પાંસ,
એમ ભજન દેખા દેખી કરે છે, તેની કેમ પૂરી થશે આશ;
કોને બાપ કહેશે રે, વેશ્યાએ જે પુત્ર જાણ્યો. નામ૦ ૩
નામ ગુણ ને રૂપનો નાશ વળી, ચોથું પદ અવિનાશ,
એ ચોથા પદનો ભેદ જાણ્યો તેને, કહીએ હરિજનો દાસ;
નાશ કરી કરમનો રે, સંશય એક પળમાં હણ્યો. નામ૦ ૪
ગરીબી રાખી તમે ગુરૂજીને સાહો, કરો શબ્દનો તોલ,
આપણથકી જો અદકો મળે તો, તેનો ધારણ કરજો બોલ;
ગુરૂને સંગ બાપુ રે, અનામી નામ પોતે બન્યો. નામ૦ ૫

## કાફી ૬ ઠ્ઠી.

સંશય રૂપી સ્વપ્નું રે, સત્‌ગુરૂ વિખ વાળે;
વગળ કાહાડી નાખે રે, સોની જેમ સોનું ગાળે. ટેક ૧
એક હસ્તીએ બકરી જનમી, બીજું જનમ્યું ઊંટ,
ઊંટની ગરદન એવી લાંબી, તે પો'ચી ચારે ખૂંટ;
ખૂંટે બાંધ્યું રે'શે રે, છૂટે તો એ ઊંધું વાળે. સંશય૦ ૨
ઊંટ બકરીને સંયોગ થયો, તેનાં બચ્ચાં થયાં વીસ ને સાત,
અનુભવી જન તો મગન થયા છે, બીજા શું જાણે એ વાત;

---

૫ અનામી—નામ રહિત બ્રહ્મ.

૨ હસ્તી—અંતઃકરણ. બકરી—બુદ્ધિ. ઊંટ—મન. ખૂંટો—ધ્યેય પદાર્થ.

બકરીએ મારગ પાડયો રે, રબારી વિના સહુને ખાળે. સંશય૦ ૩
બકરીનું જોર વાધ્યું ત્રણ લોકમાં, ઊંટની કરી નાખી બકરી,
રાજા રંક કોઇનું નવ ચાલ્યું, બકરી તો એવી વકરી;
ભણ્યા ભેદુ ભૂલે રે, બળી મુવા એની લારે. સંશય૦ ૪
ઊંટ બકરીને એક ચારનારો, જેને હાથ પાઉં નહિ શીશ,
જ્ઞાની જન તો મગન થયા છે, ચડે અજ્ઞાનીને રીસ;
બાપુ નામ સાચું રે, મરે ના કોઇ કાળે. સંશય૦ ૫

## સિદ્ધિખંડન.

### કાફી ૧ લી.

ગુરૂ સેવા સાચી રે, બીજી તો સહુ ખોટી વાતો;
જેનાવડે જઇએ રાચી રે, ભૂલ્યો તે તો માર ખાતો. ટેક. ૧
સાધન ભક્તિ સહુને સૂવાડો, જગાડો ગુરૂગમ એક,
પહેલું ધ્યાન ધરો તમે ગુરૂજીનું ઘટમાં, મૂકી બીજો સહુ ટેક;
વિવેક રાખો એવો રે, અંધારાની ટળે રાતો. ગુરૂ૦ ૨
દેવ મૂકો તમે દેવી મૂકો ભાઇ, વળી અથડાવું ઠામો ઠામ,
કથા સાંભળી કાંઇ કામ ન આવે, તેમ રાતો પીળો સુંદરશ્યામ;
કામ થાય એકે રે, ભેટે ગુરૂ જ્યારે માતો. ગુરૂ૦ ૩
ગંગાજળ પીધે શુદ્ધિ ન થાયે, ન થાયે રટે રામ રામ,

---

૩ બચ્ચાં-પચીસ તત્વ, ચિત્ત અને અહંકાર, એ સત્તાવીશ. મારગ પાડયો —બુદ્ધિમાં દેહાધ્યાસ થવાથી દેહરૂપ થઇ ગઈ અને તેથી મુક્તિનો માર્ગ રોકીને બેઠી. રબારી-સદ્ગુરૂ.

૪ ઊંટની બકરી કરી નાખી—મનને બુદ્ધિરૂપ કરી નાંખ્યું. મન કલ્પના કરે છે પણ તે નિશ્ચયાત્મક બુદ્ધિના અનુમોદન વિના અમલમાં આવતી નથી.

૫ ચારનારો—ક્ષેત્રજ્ઞ-જીવાત્મા.

૩ માતો-બ્રહ્મજ્ઞાનથી પુષ્ટ.

અનેક જનમ અફળાવું પડે પણ, સિદ્ધ ન થાયે કંઈ કામ;
નામ જડે વહેલું રે, મૂકો જદા જાત ભાતો. ગુરૂ૦ ૪
યોગકળામાં ઈશ્વિર નથી બેઠો, નથી પેઠો સિદ્ધિકેરી માંય,
સિદ્ધિ જડે તેથી ઉલટો એ ભાગે, ગર્વ વધે ઘણો ત્યાંય;
બાપુ ભૂલે સરવે રે, વાહોલિયાં વ્યર્થ વા'તો. ગુરૂ૦ ૫

## કાફી ૨ ૭.

દવ દેવી જૂઠાં રે, એ તો અમે કહ્યું પે'લું;
યોગવિદ્યા તેવી રે, માને તેનું મન મેલું. ટેક. ૧
યોગવિદ્યાવાળો ઝઝુમે, તેની કરીએ હવે વાત,
એની સિદ્ધિ અરાઢને આડી સુવાડી, મારીએ ઉપરથી લાત;
ભાત કાઢી ભેળો રે, ટાળીએ એને સહુ છેલ્લું. દવ૦ ૨
તેવી ભાઈ એની અરાઢ ધારણા, એ પણ જૂઠી જાણ,
ગર્વ થવાનાં સાધન એ તો, ભોગવે તેહ અજાણ;
માન નવ તેનું રે, હશે તો ઘટશે વે'લું. દવ૦ ૩
યોગી અમે ભાઈ યોગ તો સાધ્યો, કાપું તારો સંતાપ,
વાંઝિયાને હું છોકરો આપું, પણ મૂઢ કે'શે કોને બાપ;
તાપ એ તો તનના રે, લાગ્યું તને મૂઢ ઘેલું. દવ૦ ૪
તું કહીશ કે પરમારથ કરીએ, તોય માંહી પ્રકટશે તાપ,

---

૫ વાહોલિયાં વાહાવાં—બાથોડિયાં મારવાં.

૨ અરાઢ સિદ્ધિ—હવે પછીના પદમાં અનુક્રમે કહેવાશે તે. સહુ છેલ્લું ઈ૦—બીજાં સર્વ સાધનોનું મિથ્યાત્વ કહી રહ્યા પછી હવે યોગની સિદ્ધિઓનું મિથ્યાત્વ કહીએ છીએ, એ ભાવ છે.

૪ મૂઢ ઈ૦—પણ હે મૂઢ! એ તારો આપેલો છોકરો કોને બાપ કહેશે તે તું વિચારીજો. અર્થાત્ એ શું તને બાપ કહેવાનો છે? તારો અર્થ એથી શો સર્યો?

છો૦૨ નહિ આપું તે તો આવી વળગશે, નિરાશી દેશે શાપ;
માપ જાશે બાપુ રે, બ્રહ્માનંદ નહિ રેલું. દેવ૦ ૫

## કાફી ૩ જી.

યોગવાળા જોઈએ રે, તારી અલ્યા સિદ્ધિ કેવી;
પથ્થરની જેવી જોઈ રે, તેવી તો એ છે દેવ દેવી. ટેક. ૧
અણિમા એ તો તું પે'લી અફાળે, સિદ્ધિ શાણી હર તાપ,
એ વિષે હું પૂછુંછું હમણાં, દેજે તેનો તું જબાપ;
પાપ નથી કે'જે રે, સિદ્ધિ તો અમે સેવી સેવી. યોગવાળા૦ ૨
અલ્યા ઇશ્વરે તારો નર દેહ બનાવ્યો, તે તજી થાયે તું માંખ,
ચકલી થઈ ચેંચેં પેંચે કરે, આવે બિલાડી તો તોડે પાંખ;
રાંક ત્યારે તું તો રે, દશા તારી ગણું કેવી. યોગવાળા૦ ૩
સ્થૂળ દેહનો સૂક્ષ્મ દેહ કરો, એ તમારી સિદ્ધિનું જોર,
મોટાના અમે નાના થઈએ, જ્યાં ત્યાં કરો એવો તમે સોર;
તોર વધે તેથી રે, મૂકો મુક્તિ લેવી દેવી. યોગવાળા૦ ૪
લોક કે'શે ભાઇ માણસ મોટો, થઇ ગયો નરકનો જીવ,
આ નર દેહ ધરી તમે સર્વે ભૂલ્યા, ખાંતે ખોળવો શિવ;
બાપુ જીવ જાશે રે, થશે દશા જેવી તેવી. યોગવાળા૦ ૫

## કાફી ૪ થી.

યોગી કહું બીજું રે, ધ્યાન દઈ સુણજો તમો;
ઊરમી શોણે શમે રે, મોટમપદ શોણે ધમો. ટેક. ૧

---

૨ અણિમા—સૂક્ષ્મરૂપ ધારણ કરવાની સિદ્ધિ. ૪ સ્થૂળ-મોટો. સૂક્ષ્મ-નાનો. તોર-મદ.

૫ શિવ-કલ્યાણરૂપ આત્મા. જેવી તેવી-અર્થાત્ હલકી.

૧ ઉરમી-મનને ઉછાળો. અથવા ટાઢ, તાપ, ભૂખ, તરસ, અને જન્મ-મરણ, એવી સ્થૂળ દેહની છ ઉર્મિયો. ધમો-ધૂળ મેળવો.

યોગી.બીજી સિદ્ધિ તે મહિમા તારી, તેનાં કરીએ વખાણ,
સમજ આવે તુને અભાગી, કદી ઓળખું પદ નિરવાણ;
વાણ કહું સાચી રે, બાણ મારૂં હૃદે ખમો. યોગી ૨
મહિમાએ તારો મહિમા વાધે, થાવો તમે યોગીરાજ,
પાડી હો તેના પાડા થઈ જાઓ, પછે ભેંશોના થાવ તમે રાજ;
લાજ નવ લાગે રે, નર દેહ નાખી ભમો. યોગી૦ ૩
કીડીના કુંજર થઈ બેસો, પછે પેસો કીચડ માંય,
રીબાઈ રીબાઇને મરો તમે યોગી, કો કાઢનારૂં નવ ત્યાંય;
સિદ્ધિ એવી સાચી રે, ઓળખો મૂઢ સાચો સમો. યોગી૦ ૪
ધીરને ભેટો જઈ સંશય નિવારે, મૂકી જેણે માથાફોડ,
નીરાંતના તો પહોંચી ગયા છે, પરથમથી ભાઈ કોડ;
બાપુ જોડ ન તેની રે, વાહોલિયાં શોણે વમો. યોગી૦ ૫

## કાફી ૫ મી.

સુણો ઘર ત્રીજું રે, યોગના તમે અધિકારી;
દુ:ખડાંમાં ભીજું રે, દયા આવે અતિશે તારી. ટેક. ૧
લઘિમા સિદ્ધિ ત્રીજી છે તારી, નથી અમારી એ સાર,
તારેકાજે માથાફોડ કરૂં, કાંઇ સમજે તું સાર અસાર;
ભાર શીદ વે'છે રે, ઉગરવાની નથી બારી. સુણો૦ ૨
ભાઇ મળમૂત્ર ખાઇ કદી ભુંડ થયો તું, તેનું થવાય પતંગ,
દીપ૦ દેખી તું મરવા પડે ત્યારે, તારૂં બળી જાય સહુ અંગ;
ભંગ થાય ભુંડા રે, કંઇક જો તું વિચારી. સુણો૦ ૩
લોક કે'શે મોટો ઘેટો હતો તે, થઇ ગયો ટેટારૂપ,

---

૨ મહિમા—મોટું કદ કરવાની સિદ્ધિનું નામ. નિરવાણ પદ–મોક્ષપદ.
૪ સમો–મનુષ્ય દેહરૂપી. ૫ મૂકી–પડીમૂકી. વમો–વામો–વામ ભરો.
૨ લઘિમા–હલકુંરૂપ ધારણ કરવાની શક્તિ.

યોગી ઉપરથી તું સારો દેખાઇશ, પણ ભૂલીશ ભુવનનો ભૂપ;
ચૂપ રહે ચેતી રે, શીખામણ માની મારી. સુણો૦ ૪
ખરા થયા તેણે ખોળીને મૂક્યું, યોગ સાધનકેરૂં કામ,
સાંખ્યને રસ્તે ઊતરિયા સૂધા, તરી ગયા એવા તમામ;
બાપુ સત્ય કે'છે રે, આખર જશો એ પર વારી. સુણો૦ ૫

## કાફી ૯ મી.

કેવું છે ઘર ચોથું રે, તે તો આપું ઉઘાડી;
ભેંશે જણ્યો પાડો રે, કે રાતે જાણી પાડી. ટેક. ૧
એવો ભ્રમ ભાઈ રે' નહિ તમને, એવી કરીશું વાત,
સિદ્ધિઓની અમે સહુ સમજાવું, એક એક લઈ જાત;
ભાત ભુંડી જેની રે, વીસરાવે મુક્તિ માડી. કેવું છે૦ ૨
ભાઈ ભૂતરૂપે તમે ભરમાશો, પ્રાપ્તિનો પામી પાર,
સર્વ પ્રાણીનું ઇંદ્રિ દેખાશે, એથી બીજો કયો સાર;
માર જાશે જમનો રે, વાત તમે જાણો ઘાડી. કેવું છે૦ ૩
વળી પ્રાણીઇંદ્રિનો દેવ દેખાશે, પછે તેનો જેહ સંબંધ,
અજવાળું થઈ જશે એમ મન ધારો, હું તો ધારૂં થાશો અંધ;

---

૫ મૂકયું–છોડી દીધું. સાંખ્ય–તત્વવિચારનું શાસ્ત્ર. આખર ઇ૦— છેવટે તો તમે પણ એ ( સાંખ્ય )પર વારી જશો.

૩ પ્રાપ્તિ–ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવાની શક્તિરૂપ સિદ્ધિ. બાપુએ તેને પ્રાણીમાત્રના અંતર્જ્ઞાનની પ્રાપ્તિરૂપે વર્ણી છે. ભૂતરૂપે ઈ૦—ભૂત જેમ બીજાના શરીરમાં પ્રવેશ કરે છે તેમ તેમના અંતરમાં પ્રવેશ કરીને તમે ભરમાશો. ઇંદ્રિ ( ઇંદ્રિય ) ઈ૦—બીજા પ્રાણીઓ પોતાની ઇંદ્રિયોવડે જે જે જ્ઞાન પ્રાપ્ત કરે છે તે તે જ્ઞાન તમને એ સિદ્ધિથી પ્રાપ્ત થશે. ઘાડી–અર્થાત્ ગૂઢ.

બંધ બહુ બાઝે રે, અજ્ઞાનની ઓઢો સાડી. કેવું છે૦ ૪
મારૂં ન માનો તો પૂછો શાણાને, ધીર જેવો ધનવંત,
નીરાંત કરે સહુ નીરાંત તારી, ભેટાડે ખરો ભગવંત;
ચંત થાય ચોખું રે, બાપુ મટે આંખ બાડી. કેવું છે૦ ૫

## કાફી ૭ મી.

પાંચમું પદ તારૂં રે, ખુલ્લું કરે છે બાપુ;
વીણી વીણી આજે રે, હાથ તારે હું આપું. ટેક. ૧
સૂરજ જેવો આજ થયો મારે, સિદ્ધિ પ્રાકાશ્ય ઉજાસ,
હવે મારે કંઈ બાકી નથી ભાઈ, જગત થયું મારૂં દાસ;
પાસ રાખું તેને રે, આપે પે'લું જેહ દાપું. પાંચમું૦ ૨
યોગી પરલોકમાં તારો બાપ બિરાજે, નરકકુંડમાં ના'ય,
પ્રાકાશ્યવડે તને મોઢું જણાયે, તારો બાપ ગોદા કેવા ખાય;
આય કેવી એની રે, દર્શન દઈ દુઃખ કાપું. પાંચમું૦ ૩
વળી આ લોકનાં છીનાળાં જાણે તું, યાંની ત્યાંની સહુ વાત,
યોગી મોટા થઈ મનમાં ફૂલો તમે, પણ ભૂલ્યા છો જાત;
જ્ઞાત મૂકી પે'લી રે, ભાંગ્યાં હાડ પગ ચાપુ. પાંચમું૦ ૪
એ જાણેથી અરથ એટલો, થયો જાણો તમે મૂઢ,
પણ બ્રહ્મમાં તમે ભૂલા પડ્યા તેથી, વીસર્યા ગરૂડારૂઢ;
બાપુ ગૂઢ ગયું નાસી રે, સિદ્ધિ કે'છે હું શાપું. પાંચમું૦ ૫

## કાફી ૮ મી.

બોધ કંઇ માનો રે, ભલું તમે મનમાં ધરો;

---

૪ બંધ-(કર્મ વાસનાના). ૫ ચંત-ચિત્ત.

૨ પ્રાકાશ્ય—ત્રણે લોકની વાત જાણવાની શક્તિરૂપ સિદ્ધિ. ૩ આય—શક્તિ. ૪ ચાપુ--પગનું ચાપવું. ૫ ગૂઢ—ગૂઢ બ્રહ્મતત્વ.

યોગનો ગઢ મોટો રે, ભાઈ ધાર બેનો છરો. ટેક૦ ૧
છઠ્ઠું પદ તમે પામીને બેઠા, થયા જોગધારી અનુપ,
અનુપમ રૂપ લાધ્યો તેથી અલ્યા, ભૂલ્યો તું તારૂં રૂપ;
કૂપ માંહી પડિયો રે, ઊતર્યો નહિ તારો બરો. બોધ૦ ૨
જેમ બાજીગર વસ્ત્રનાં બનાવે, પૂતળાં તે પેરેપેર,
પછી તેને થેઈ થેઇ નચાવે, જોનાર આણે મે'ર;
ફેર થાય કૂડો રે, ચાડિયાને કે'શે ચરો. બોધ૦ ૩
તેમ અલ્યા તું સહુની માયા જાણે, ચાડિયો થઇ તતકાળ,
જ્ઞાનગર્થ નવ મળે કદા તો, તને થુંકી કરશે બેહાલ;
માલ જાશે મૂળગો રે, હશે ત્યારે કરશો વરો. બોધ૦ ૪
ઇશ્વિર માયાની માથાફોડ માંહી, મરશો તમે મતિ મૂઢ,
કામ ક્રોધ લોભ આવી વળગશે, મોહ આદિક રિપુ ગૂઢ;
બૂઢ થઇશ કપિમાં રે, બાપુ જ્ઞાન હૃદયે ભરો. બોધ૦ ૫

## કાફી ૯ મી.

માનો માનો મારૂં રે, હઠયોગ મૂકી પરો;
નહિ વળે કંઈ તારૂં રે, જાણજે એ તો છૂપો ધરો. ટેક. ૧
સાતમી સિદ્ધિ મોટામાં મોટી, જેનું વશિતા એવું નામ,
એ મળી તેનું તો કારજ સરી ગયું, યોગવાળા કહેછે તમામ;
શ્યામ નથી એમાં રે, વિશ્વાસ સંત શાણે કરો. માનો૦ ૨
એક મહાઅજ્ઞાની દુઃખ વેઠે છે, રોગથી અપરમપાર,

---

૨ છઠ્ઠું પદ—ઇશિત્વ સિદ્ધિરૂપ–બીજાના ઉપર સ્વામીત્વ પ્રાપ્ત કરવાની શક્તિરૂપ સિદ્ધિ. બરો—મદ.

૩ ચરો—ફરો અથવા ફરીને પૈસા મેળવો.

૨ વશિતા–સર્વને વશ કરવાની શક્તિરૂપ સિદ્ધિ. બાપુએ તેને ઇંદ્રિયોનો નિગ્રહ કરી વિષયથી અસંગ રહેવાની શક્તિરૂપે વર્ણી જણાય છે.

અસંગ કે'શો શું તેને અલ્યા તમે, વિષયનો નવ વહે ભાર;
પાર એમ પામે રે, ખોટો એહ ખરખરો. માનો૦ ૩
જો મોર કેવો અસંગ બિરાજે, તેં તજ્યા સહુ, એણે એક,
ઘોડો અસંગ ભાઈ કે'વો પડશે, એક વિષયનો માંહી વિવેક;
રેખ નવ રાચું રે, જૂઠો એહ જાણયો ઝરો. માનો૦ ૪
ધીરે ધીરે ધીરે મુજને દખાડયો, નીરાંતે આણી નીરાંત,
ભાગી ગઈ ભ્રમણા બાપુની તેથી, મળી ગયા આત્માકાંત;
શાંત થયો સારો રે, લીંપાઈ ગયાં જ્ઞાન ઘરો. માનો૦ ૫

## કાફી ૧૦ મી.

સાચું સુણો આવી રે, ગરજ હોય તરવાતણી;
દખાડું સીધો રસ્તો રે, બતાવું તને મસ્તકમણિ. ટેક. ૧
આઠમી સિદ્ધિએ પો'ચ્યા એ તો પો'ચ્યા, ઠેઠા ઠેઠ ઠરાય,
યોગવાળા એમ અનુભવી કે'છે, તેની વાણી તે કંઈ ન વેરાય;
(પણ) વે'રાય માન નાહિં રે, વાણી સત્ય કહું છું વણી. સા૦ ૨
પ્રાકામ્ય પામ્યો તે પરમેશ્વર, ગયો સુખ મરજાદને ધામ,
સુખ હદ્દ બેહદ્દ તેને થયું ભાઇ, મળી ગયું સુખ વિશ્રામ;
કામ થયું તેનું રે, ખાંતે કહો ખાડો ખણી. સા૦ ૩

---

૪ તેં ઇ૦–તેં સર્વે વિષય તજ્યા છે અને એણે ( મોરે ) એક ( સ્પર્શ ) વિષય તજ્યો છે. ઝરો—સિદ્ધિરૂપી.

૨ વેરાય–વેરાઇ જાય—મિથ્યા ન થાય. વે'રાય–વેહેરાઇને જૂદું પડે.

૩ પ્રાકામ્ય–સુખાદિકની અત્યંતતા પ્રાપ્ત કરી આપનારી સિદ્ધિ. પરમેશ્વર–પરમેશ્વરરૂપ. સુખ ઇ૦—તે સુખની મરજાદા ( સીમા )ને ધામ ગયો. અર્થાત્ તે સુખની સીમાને પોહોચ્યો ! ખાડો ખણી–ખાડો ખોદવાથી કામ થઈ ગયું માને છે પણ તેમાં તો પડવાનું થશે. એજ રીતે સિદ્ધિ પામી નિર્વાણ ઇચ્છે તો તેમ ન થતાં માંહે બંધાવાનું થશે.

સુખ હદ બેહદ જ્યારે મળ્યું ભાઈ, ત્યારે થયો સુખરૂપ,
સુખના શમણામાં દુઃખ નવ આવે, થાયે સુખમાં તદ્રૂપ;
અનુપમ ભૂલે આત્મા રે, સુખી જેની જાત બાણી.　　　સા૦ ૪
બાપુ સિદ્ધિનું શાણપણ મૂકે, એક ઓળખે આત્મારામ,
તરી જાય ભવસિંધુ તે તો ભાઈ, ગુરૂગમથી થાય કામ;
દામ નવ બેસે રે, બાપુ પીડા જાય ન શાણી.　　　સા૦ ૫

## કાફી ૧૧ મી.

સોંગ સિદ્ધિનો સુણવા રે, આવો આવો બ્રહ્મજ્ઞાની;
યોગીરાજ નિહાળો રે, રાજયોગે બનિયા માની. ટેક.　　૧
મોટું ઘર અનૂર્મિમત્વ બતાવે, જેનું કરે અતિશે વખાણ,
જાણ અમો કરીએ જુક્તે, કેવું છે પદ નિરવાણ;
શાણપણ જોજો રે, સમજ એ તો વસે ક્યાંની. સોંગ૦　　૨
એ સિદ્ધિથી ભૂખ જાય ભાગી, તૂટે તૃષ્ણાની તાણ,
અજગરની ભાઈ ભૂખ ભાગી છે, મળશે પદ નિરવાણ ?
માણ માણ માણો રે, યોગી તમે એ તો બાની. સોંગ૦　　૩
સ્થાવર બેઠાં તૃષ્ણાને ત્યાગી, ભાગી ભૂખ નિરવાણ;
અનૂર્મિમત્વ સિદ્ધિ મળી એને, એ પામ્યાં પદ નિરવાણ,
જાણ સહુ ખોટી રે, ઉપાન છતાં ઉઘડી પાની. સોંગ૦　　૪
ખાવ પીઓ કલોલ કરો, જુઓ જનક વિદેહી જાણ,
સિદ્ધિ સંતાડો સામટી યોગી, મારો ધીર પ્રાણીનું બાણું;
બાપુ વાણ નીરાંતી રે, સુણજો જઇને છાની. સોંગ૦　　૫

---

૨ અનૂર્મિમત્વ—ક્ષુધા તૃષા આદિક ઊર્મિઓ નાશ થાય એવી સિદ્ધિ.
૩ માણ માણ-મિથ્યા. બાની-વાણી. ૪ ઉપાન—પગરખાં. તેમજ સિદ્ધિ પ્રાપ્ત કર્યા છતાં મોક્ષપદ ન મળ્યું ! ૫ નિરાંતી—નિરાંત ભક્તની.

## કાફી ૧૨ મી.

ઢોંગ સહુ ખોટો રે, માને તે તો પે'લો મુઓ;
જ્ઞાન રસ્તા જૂદા રે, યોગનો અંધારો કૂઓ. ટેક. ૧
કંઈ કંઈ એમાં ગર્વ થવાની, ગલીકુંચી છે અપાર,
ગમે ત્યાંહી એ ભૂલો પડશે, જડશે નહિ એને સાર;
વાર બહુ લાગે રે, થાય પે'લો તનથી જુઓ. ઢોંગ. ૨
દૂરશ્રવણુ એ સિદ્ધિ દશમી, જગ સઘળે વિખ્યાત,
વેગળેથી સાંભળે તે જાણો, એ સિદ્ધિની પામ્યો જાત;
રાત એ અંધારી રે, જાણો તેમાં આંધળો હુઓ. ઢોંગ. ૩
દૂર બેઠું પક્ષી ને ખખડે જો હાથ તારો, જાણે ઝડપની માંય,
દૂરશ્રવણુ એ સિદ્ધિ જાણો, તારી પણ તેવી ત્યાંય;
જ્યાંય લગી એવું રે, સો મણની સેજે સુઓ. ઢોંગ. ૪
એવાં દૃષ્ટાંત અનેક બતાવું, પણ તું તેનો ભગવાન,
માને નહિ મારૂં હું નિશ્ચે વિચારૂં, તુને ચઢી ગયું છે ગુમાન;
સાન સાચી માનો રે, બાપુ નવ કદીએ રૂઓ. ઢોંગ. ૫

## કાફી ૧૩ મી.

આવો મારી પાસે રે, યોગીરાજ યોગધારી;

---

૨ તનથી જુઓ—દેહથી જૂદો. યોગીઓ દેહમાંથી પ્રાણને આકર્ષીને બ્રહ્મરંધ્રમાં લેઈ જાય છે અથવા પરકાયા પ્રવેશ કરવા નિમિત્તે એક દેહથી જૂદો પડી જાય છે.

૩ દૂરશ્રવણુ–દૂરની વાત સાંભળી શકાય એવી સિદ્ધિ. ૪ જ્યાંય ઇ૦—જ્યાં લગી એવું ( એવીજ સિદ્ધિ તારી પાસે )છે ત્યાં લગી ભલે સોમણની સેજે સુઓ, ( પણ તેથી તને મોક્ષ મળવાનો નથી ).

૫ તેનો–તે સિદ્ધિનો. સાન ઇ૦–બાપુ કહે છે કે જો સાચી સાન માનો તો તમારે કદી પણ રોવું પડશે નહિ.

માનો વાત મારી રે, પે'લી તો લાગે અકારી. ટેક. ૧
દૂરદર્શન એ સિદ્ધિ તમારી, અગિયારમી અવિધાર,
સુણજો તમો હવે અમો બતાવું, ઉડાવું એનો બાર;
સાર સાર લેજો રે, ખરૂં દેખો ધારી ધારી. આવો૦ ૨
કાચના કડકાને મેશ ચોપડજો, પછે જોજો આંખ મીચી,
સૂર્ય કેટલો આઘો તેહ જણાશે, સિદ્ધિ તારી એમ સીંચી;
વીંછી કરડચો એ તો રે, સિદ્ધિ માની સારી સારી. આવો૦ ૩
કાચે મેશ ચોપડચે ગ્રહણ દેખાયે, તેમ ચોપડી સિદ્ધિ એ મેશ,
તેથી આત્માને તું તો ગ્રહણ દેખાયો, રાંધી રાંધી કરી ઘેંશ;
રેશ નવ રાચું રે, સિદ્ધિ કરે મારી મારી. આવો૦ ૪
દૂરથી બેઠા દેખો યોગી, તેથી રીઝે નહિ કોઇ સંત,
પ્રસાદના પડિયા ચાલુ થશે, લોક કે'શે મોટા મહંત;
બાપુ દંત મોટા દીસે રે, શોભા પર વારી વારી. આવો૦ ૫

## કાફી ૧૪ મી.

જાણ્યું સહુ જાતે રે, ખરૂં કરવા આવી ખડા;
બહુ દિન સ્વાદ ચાખ્યો રે, જાણીતી થઇ તનની કડા. ટેક. ૧
બારમી સિદ્ધિ મનોજવ તારી, જેવડે થયો તું સિદ્ધ,
ઠામ ઠામ ચલવી વાતો એણે, કર્યો ભાઇ તને પ્રસિદ્ધ;
રિદ્ધ મળી રૂડી રે, પણ જાણજો કાણા ઘડા. જાણ્યું. ૨

---

૨ દૂરદર્શન—દૂરની વસ્તુ દેખવારૂપ સિદ્ધિ. ૩ કાચના, ઇ૦—કાચના કડકાને મેશ ચોપડવાથી દૂરના સૂર્યનું ગ્રહણ થયેલું દેખાય પણ કાચને તો મેશજ લાગે તેમ એ સિદ્ધિથી તને તો મેશ ચોટી સમજ.

૧ કડા–કઢાઇ. ૨ મનોજવ–મનના સરખો વેગ આપનારી સિદ્ધિ. કાણા ઘડા ઇ૦—તારી સિદ્ધિરૂપી ઘડો કાણો છે કેમકે તેમાં જ્ઞાનરૂપી પાણી ઠરતું નથી.

લોકોને કો' તમે કેવડા મોટા, મન જાયે ત્યાં તન જાય,
મૂરખમાં મૂરખ કહું તુજને, ખત્તા એથી તું ખાય;
સા'ય નવ સાચું રે, ભૂલ્યો જૂઠા મોતી છડા. જાણ્યું૦ ૩
શબ્દ જેહ દિશામાં જાય ત્યાં, પો'ચે પાર્થનું બાણ,
એ બળ તારૂં કે પ્રાણદમનનું, જાણો કંઇ જાણ સુજાણ;
વાણ માનો મારી રે, આપે કેમ થાઓ વડા. જાણ્યું૦ ૪
નાદ ને બુંદ એ સાથે સિધાવે, મનોજવ સિદ્ધિ નહિ લગાર,
મન જાય ત્યાં તારૂં તન જાય તેમાં, માનું ન એવડો ભાર;
બાપુ સાર બેના રે, જાણવા જ્યાંહિ ત્યાંહિ સડા. જાણ્યું૦ ૫

## કાફી ૧૫ મી.

મૂકયું સહુ નેવે રે, ગુરૂ ધીર જ્યારે મળ્યા;
તાપ મટયા તનના રે, યોગ ભાવ ત્યારે જળ્યા. ટેક૦ ૧
પરકાયાપ્રવેશન એ પૈઢી, સિદ્ધિ તારી સરદાર,
તેરમેરૂપે તરિયો તું માને, પેસે મડામાં જેણી વાર;
સાર જુઓ સાચા રે, ખાંતે ભાઈ જાઓ ખળ્યા. મૂકયું૦ ૨

---

૩ સા'ય આલે. જૂઠા ઈ૦– જૂઠા મોતીના છડા જેવી એ સિદ્ધિને પામીને તું આત્મજ્ઞાન ભૂલ્યો.

૪ પ્રાણદમનનું–શ્વાસ ઘૂંટવાનું. ૫ નાદ બુંદ–શબ્દ અને કલેવર. બેના ઈ૦– ધીરો અને નિરાંત એ બેના શબ્દો સાર છે, બાકી જ્યાં ત્યાં સડા જાણવા.

૧ નેવે મૂકયું–છોડી દીધું. યોગ ભાવ ઈ૦–જ્યારે ધીર ગુરૂ મળ્યા ત્યારે તનના તાપ મટ્યા અને યોગભાવ (યોગની સિદ્ધિઓ પ્રાપ્ત કરવારૂપી સાધનાદિ) પણ ત્યારેજ જળ્યા–બળી ગયા.

૨ પરકાયાપ્રવેશન—બીજાના શરીરમાં પ્રવેશ કરવા રૂપ સિદ્ધિ. તેરમેરૂપે–સિદ્ધિના તેરમા રૂપથી. તરિયો–તરી ગયો. મડામાં–મુડદામાં.

અલ્યા વિક્રમ જેવી રિદ્ધિ સાંપડે, તોયે લાગે તારે કામ,
શંકર જેવી જીત મેળવવી, તો તો પામું પરમધામ;
નહિ તો ધામ થાશે ઉલટો રે, દમમાં તો જાશો દળ્યા. મક્યું૦ ૩
આતાપિ વાતાપિએ સિદ્ધિ મેળવી, પરકાયાપ્રવેશન જાણ,
અગસ્ત્ય ઋષિને ઉદરે ભરાયા, બાળી કર્યા કચ્ચર ઘાણ;
નાણતાં થશે નરતુ રે, બોલશો તમે બળ્યા બળ્યા. મૂક્યું૦ ૪
નરદેહ મૂકી સૂવરમાં ભરાશો, કોઈ નૃપ કરશે શિકાર,
કલેવર કોઈ જાળી દેશે ત્યારે, સિદ્ધિએ થાશો ખુવાર;
બાપુ પાર ન પામો રે, સિદ્ધિએ તો છળ્યા છળ્યા. મૂક્યું૦ ૫

## કાફી ૧૬ મી.

તૂતે તૂત એ તો રે, યોગધારી મન ચેતો;
સિદ્ધિમાં સપડાયો રે, ભાર અતિશે વે'તો. ટેક. ૧
ચૌદ ભુવનથી અધિક માને છે, ચૌદમી સિદ્ધિ જાણ,
ચૌદ વિદ્યા નવ પહોંચે એને, એમ કરે છે વખાણ;
બાણ એ તો વાગે રે, મૂઢ મારૂં મારૂં વે'તો. તૂતે૦ ૨
સ્વેચ્છામરણ એ સિદ્ધિ સાંપડે, પછે રહે નવ બાકી કાંઈ,
ઝાડ પાંડને જુઓ ઠેર ઠેર ભેટે, ઘણા આવરદા જોઇ સાંઇ;
માંહી માલ હોશે રે, તો તો પો'ચે મૂઢ પેંતો. તૂતે૦ ૩

---

૩ વિક્રમ જેવી ઈ૦–વિક્રમે એ સિદ્ધિવડે રિદ્ધિ મેળવી તેનો સદુપયોગ કર્યો હતો. જીત—ઈંદ્રિઓ ઉપર. ધામ–પરસેવો, અર્થાત્ શ્રમ.

૪ આતાપિ વાતાપિ–એ નામના બે રાક્ષસો. એમણે એવી સિદ્ધિ મેળવી હતી પણ અગસ્ત્યના ઉદરમાં પેશીને તેઓ નાશ પામ્યા હતા, એવી કથા મહાભારતમાં છે.

૧ તૂતે તૂત—જૂઠે જૂઠું ( મોક્ષ નથી મળતો માટે ). ૩ સ્વેચ્છામરણ—ઇચ્છામાં આવે ત્યારે મૃત્યુ થાય, એ નામની સિદ્ધિ. સાંઇ—સાધુ.

ભીષ્મને જો એ સિદ્ધિ મળી'તી, તોય મરવું પડ્યું કૂડે દિન,
બાણ સજ્જામાં સૂવું પડ્યું જેમ, જીવ શિવથી થઇ ભિન્ન;
દીન થશો તેવા રે, રાખું અમો જો રે'તો. તૂતે૦ ૪
એવા એવા કંઇક હારી ગયા છે, સિદ્ધિ જાણી સંસાર,
સિદ્ધિ એ તો ભાઇ સીધી નથી, ખવડાવશે તને માર;
વાર વાર કહે બાપુ રે, માણસ જાત જો છે તો. તૂતે૦ ૫

## કાફી ૧૭ મી.

મૂકી વાત આડી રે, આવી સુણો કહ્યું મારૂં;
સુધરે તો સુધારૂં રે, વાંકું ટેડું તારૂં બા'રૂ. ટેક. ૧
શુદ્ધ યોગી પંદરમી ભૂમિ કે'તે, તું માને પંદરમી સિદ્ધ,
દેવક્રીડાદર્શન નામ સિદ્ધિનું, તું જાણે મળી ગઈ રિદ્ધ;
સિદ્ધિ નથી એ તો રે, ચેતો જો ચહો ચારૂ. મૂકી૦ ૨
રાવણને એ સિદ્ધિ મળી'તી, વૈભવ માણતો અપાર,
દેવ દેવાંગના સેવા કરતી, સરસ્વતી નાચે સવાર;
બા'ર એવી ઓડી રે, છોડી અલ્યા મૂકી લા'રૂં. મૂકી૦ ૩

---

માંહી ૦—પણ હે મૂઢ ! જો તારામાં કાંઇ માલ (બ્રહ્મજ્ઞાન) રૂપી હશે તો તો તારો પેંતો—પેંતરો પોહોચે.

૪ દીન—ગરીબ. રાખું ૦—પણ જો તું અમારા કહ્યામાં રહે તો અમો તને રાખું—બચાવું—મોક્ષ પમાડું.

૫ સીધી—પાંશરી. માણસ જાત ૦—જો તું માણસ જાત (સમજી શકે એવો) છે તો બાપુ તને વાર વાર કહે છે.

૧ બા'રૂં–મોક્ષદ્વાર. ૨ દેવક્રીડાદર્શન—દેવની ક્રીડાઓનું દર્શન થવારૂપ સિદ્ધિ. ૩ બા'ર ૦—એ લાહારૂં છોડી દેઇને એવી (રાવણના સરખી) બાહારને ઓડી નાખ (ધરી નાખ).

એવા તો ભાઈ અનેક ગણાવું, જોઈ પુરાણ કુરાન,
જે સુણી તું તો થાઇશ દિવાનો, કે ભરમાયો ભુરાન;
દુરાનદર્શી થઈને રે, જુઓ તમે સારૂં સારૂં. મૂકી૦ ૪
ધીર ધણીનું નામ ભજો નિત્ય, નીરાંતના ગુણ ગાવ,
સિદ્ધિ બિદ્ધિ સૂવાડો સેજે, મેળવવો હોય લા'વ;
સા'વ બાપુ સાચા રે, સાચી વાણી પર વારૂ. મૂકી૦ ૫

## કાફી ૧૮ મી.

ઇચ્છો જો તરવા રે, આવી બેસો તો પાસે;
જ્ઞાન ગોળી લેતાં રે, ભરાશો તમે ભર આશે. ટેક. ૧
સંકલ્પસિદ્ધિ એ શાણી તમારી, સોળમી સિદ્ધિ જાણ,
જેનાં વખાણ કરી વકરાઓ, મારો અજાણને બાણ;
ખાણ ખણો ખોટી રે, બંધાઓ માયાપાશે. ઇચ્છો૦ ૨
નહુષને તમે સુણ્યો કદાપિ, મનુષ્ય જાતનો દેવ,
દેવ તો દેવ પણ કરતા તેની, સુરીનર મુનિવર સેવ;
ટેવ પડી તેને રે, ભરાયો સિદ્ધિ સાંસે. ઇચ્છો૦ ૩
એ તારી સિદ્ધિથી કેવું એ પામ્યો, બ્રાહ્મણનું વાહન,
બ્રહ્મવેત્તા જેને જાય ઉપાડી, નથી છાનું છે ચાહન;
સાશન જુઓ તેનું રે, લટકયા ઉંધે વાંસે. ઇચ્છો૦ ૪
અગસ્તિએ તેને સાપ બનાવ્યો, ભમાવ્યો અપરમપાર,
સિદ્ધિનો સપાટો જો જો તમે, ખાધો છે મોકમ માર;
વાર વાર કે' બાપુ રે, સિદ્ધિને શીદ ઉકાંસે. ઇચ્છો૦ ૫

---

૪ ભુરાન–ભુરકી નાખેલો. દુરાનદર્શી–દીર્ઘદૃષ્ટિવાળો. ૫ વારૂ–ઓવારૂ.

૨ સંકલ્પસિદ્ધિ–વિચાર કરવા માત્રથી કાર્ય સિદ્ધ થાય એવી સિદ્ધિ. ખાણ ખણો–ઘાટ ઘડો. ૩ સુરીનર–દેવો. અથવા સુર અને નર. ૪ ચાહન–(ભાગવતાદિકમાં). શાસન–શિક્ષા. ૫ ઉકાંસે–બળાત્કારે ઊભી કરે.

## કાફી ૧૯ મી.

આડંબર જૂઠો રે, આવે તારે શે કામે;
તરવું એક તેણે રે, સાહેબના સત નામે. ટેક. ૧
સત્તરમી સિદ્ધિ તે કહું હમણાં, અપ્રતિહતાજ્ઞા નામ.
એ જાણી તેણે સરસ જાણ્યું, યોગીઓ કે' થઇ ગયું કામ;
આમ શું ભૂલો રે, ફૂલો તમે ખોટે ઠામે. આડંબર૦ ૨
હુકમ ઉઠાવે નર પશુ પંખી, એથી વધ્યું શું ગુમાન,
આવી વળગી અકળામણ એ તો, મિથ્યા તું હું માન;
ગુમાન જશે ઘેલા રે, પોંચે ના બ્રહ્મધામે. આડંબર૦ ૩
બોપદેવને એ સિદ્ધિ જડી'તી, થયા વશ વાઘ ને નાગ,
જ્ઞાનદેવે જ્યારે ગમ બતાવી, આવી લાગ્યા એ તો પાગ;
રાગ ગયા નાશી રે, ઓળખ્યા આત્મારામે. આડંબર૦ ૪
બાપુને એમ હુંપદ લાગ્યું, છૂટી ગયું નીરાંત નામે,
મારૂં કહ્યું જો લાગે હૃદયમાં, તો તો વેદના વામે;
બાપુ આવે કામે રે, ગુરૂને જ્યારે શિરનામે. આડંબર૦ ૫

## કાફી ૨૦ મી.

ભૂલો નહિ ભ્રમમાં રે, તો તો થાય કામ ભાઈ;
નથી નાનો મોટો રે, નથી એને ભાઈબાઈ. ટેક. ૧
અઢારમી સિદ્ધિની આશ બતાવું, થઇ જાઓ જેથી નિરાશ,
સાણસામાંથી સાપ છૂટે જેમ, તેમ છૂટે સિદ્ધિના પાશ;
આશા વધે ઊંડી રે, માનો તો માણો જદુરાઈ. ભૂલો૦ ૨

---

૨ અપ્રતિહતાજ્ઞા—કરેલી આજ્ઞા ભંગ ન થવારૂપ સિદ્ધિ. ૪ બોપદેવ—એ નામનો ભકત. એ વાઘની સ્વારી કરતો હતો.

કામરૂપા સિદ્ધિ કારમી ભાઇ, જેથી મળે ધારેલું રૂપ,
રૂપ જોઇ મોહ સર્વને જાગે, થાયે તદાકાર તદ્રૂપ;
ભૂલે ભૂપ મોટા રે, સિધ્ધિ શું ધારે સગાઇ. ભૂલો૦ ૩
એ સિધ્ધિ કામદેવે મેળવી, મોહિત કર્યા સરવત્ર,
તેની ગતિ અમે વર્ણી દેખાડું, લખી લેજો તમે પત્ર;
તર્ત તોડો તેને રે, જદા મનના ન્યાયી. ભૂલો૦ ૪
શંકરને ભોળવવા ગયા'તા, કામરૂપ સિધ્ધિએ કામ,
બળી ભસ્મ થયા ક્ષણ માંહી, હારી બેઠા પછે હામ;
બાપુ નામ સાચું રે, બીજું જૂઠું રાઈ રાઈ. ભૂલો૦ ૫

## બ્રહ્મબોધ.

### કાફી ૧ લી.

બેડી એક મોટી રે, તોડી નવ જે તૂટે;
લોઢાની ન ધારો રે, લાકડાની અગ્નિ લુંટે. ટેક. ૧
ગજવેલની એ તો નથી ભાઇ, નથી એ માંહી પાષાણ,
ચર્મની બેડી અતિ કઠણ છે. જાણે કો જાણ સુજાણ;
વાત સે'લી માનો રે, છોડે તેને ઝટ છૂટે. બેડી૦ ૨
એ બેડીથી ગજરાજ બંધાએ, કપોત જેવા તૂજે જીવ,
પશુ પંખીડાંની એ દશા છે, નરરૂપે ભૂલે શિવ;
વાત એ તો મોટી રે, કોટડીમાં માયા કૂટે. બેડી૦ ૩
બિલ્લાં કુત્તાં એ બેડીમાં, ઋતુ આવ્યે કરે રાજ,
માણસ બે બેડીમાં ફસાયો, કથળ્યું તેથી એનું કાજ;
વાજ આવ્યો વે'લો રે, વળુંધ્યો ન વછૂટે. બેડી૦ ૪

---

૩ કામરૂપા-ઇચ્છિતરૂપ ધારણ કરવાની સિધ્ધિ. ૫ રાઈ રાઈ-દાણે દાણો ( જાડું છે. ).

૨ ચર્મની બેડી-સ્પર્શ વિષયની અભિલાષારૂપ. ૪ ઋતુ-સમય ( કા-

રાત દા'ડો બેડીમાં રે'વું, નીકળવાની નવ જાગ,
ઋતુ બતુ તો વર્જને સોંપી, એ તો તપાસે લાગ;
બાપુ નામ ભૂલાવે રે, આશાપાશ નવ ખૂટે. બેડી૦ ૫

કાફી ૨ જી.

ન છૂટે એવું શું છે રે, તે તો આજ જોઇએ વે'લા;
ભેદ જોઇએ એ તો રે, વિચારીએ વસ્તુ પે'લા. ટેક. ૧
અફીણનો બંધાયણી થયો, નિત્ય ખાયે વસુ અઢીભાર,
ગાંજો પીએ ને ભાંગ પીએ છે, એ પણ છૂટે નિરધાર;
વાર નવ લાગે રે, ટેકે જોઇશું ચઢેલા. ન છૂટે૦ ૨
વ્યભિચારી કુડું કર્મ મૂકે, ખાશે શિર પેંજાર,
ચોર ચોરવું ચૂકે વે'લો, મહીપતનો ખાઇ માર;
એમ સહુ છૂટે રે, પણ પાશ એકે જડેલા. ન છૂટે૦ ૩
દુર્ગુણ જાયે સદ્ગુણથી, સદ્ગુણ દુર્ગુણથી જાય,
આશાનો પાશ અલગ નવ થાયે, ખત્તા ખાંતેથી ખાય;
મોટોપાશ એ તો રે, છે દેહ લોઢે મઢેલા. ન છૂટે૦ ૪
સદ્ગુરૂ વાર વાર સમજાવે, આશા છોડો અવિચાર,
ગુરૂનામવાળાને ફાંદે ફસાવે, બા'રચના જણાવે વિચાર;
બાપુ કોડ સાચો રે, જ્ઞાન ઘોડે અડેલા. ન છૂટે૦ ૫

---

ર્તિક માસ વગેરે ). બે બેડી—સ્ત્રી અને ધન. કહ્યું છે કે "कान्ताकनकसूत्रेणवेष्टितसकलंजगत् । तासुतेषुविरक्तश्चेद्द्वितीयःपरमेश्वरः" ॥

૨ ટેકે ઇ૦—તે ટેકમાં ચઢેલા જોઇએ. અર્થાત્ દઢ મનના જોઇએ. ૩ પણ ઈ૦—પણ તે સર્વને એક પાશથી જડેલા છે. તેથી તે છૂટે છે.

૫ બા'રચના ઈ૦—બાહારના—વ્યવહાર માર્ગના વિચાર જણવે. બાપુ ઇ૦—બાપુ કહે છે કે જે જ્ઞાનરૂપી ઘોડે અડેલા ( તે પર સ્વાર થયેલા ) હશે તેમનો કોડ સાચો થશે.

## કાફી ૩ જી.

જુઓ ઝાડ એક ઉગ્યું રે, ફળ તેનાં લેજો ફોલી;
જાળવજો જુગતે રે, ત્રાજવામાં લેજો તોલી. ટેક. ૧
બ્રહ્મરૂપ એક વૃક્ષ બની ગયો, તેનાં મૂળ પ્રકૃતિ પુર્ષ,
પ્રકૃતિએ બે બાળક જન્મ્યા, જેને વળગ્યા તે થયા મૂર્ખ;
એવા બે બેટા રે, જન્મી જાણે ભોંયફોડી. જુઓ૦ ૨
એકનું નામ તો તત્વ મોટું, બીજાનું ભાઈ અહંકાર,
એ અહંકારને ત્રણ છોકરાં હુઆં, તેનાં નામ કહું નિરધાર;
કાન દઈ સુણજો રે, ઝટ ઝટ નાખું બોલી. જુઓ૦ ૩
સત્વ રજ અને તમ નામ તેમાં, કહું તેનો પરિવાર,
તમે મોટાં ભૂત નિપાયાં, વિષયાદિ અધિકાર;
રજે દશ ઈંદ્રિ રે, બનાવી છોલી છોલી. જુઓ૦ ૪

---

૨ પ્રકૃતિ–અનાદિ માયા. પુર્ષ (પુરૂષ)–ચેતન્ય. ૩ તત્વ મોટું—મહત્તત્વ. ચૈતન્ય જે સર્વત્ર વ્યાપ્ત છે તેમાં સ્વભાવના યોગથી (સ્વાભાવિક રીતે) ઉપજેલું એક અવ્યક્ત તત્વ. એ તત્વ ઉત્પત્તિમાત્રનું મોટું બીજભૂત છે માટે એને મહત્તત્વ કહે છે. અહંકાર—અમુક પદાર્થમાં તાદાત્મ્યપણાનું અભિમાન. (એ અહંકાર તત્વની ઉત્પત્તિ બાપુ પ્રકૃતિથી થયેલી કહે છે પણ બીજા કેટલાક તત્વવેત્તાઓ મહત્તત્વથી કહે છે. અર્થાત્ મહત્તત્વ જે છેક અવ્યક્ત હતું તે લગારેક વ્યક્ત થયું તેનું નામજ અહંકાર).

૪ સત્વ–બુદ્ધિ આદિ પ્રકાશાત્મક પદાર્થોનું કારણભૂત તત્વ. રજ—ઈંદ્રિયાદિક કરણાત્મક પદાર્થોનું કારણભૂત તત્વ. તમ–પંચ ભૂત આદિ જડાત્મક પદાર્થોનું કારણભૂત તત્વ. સત્વગુણી પદાર્થોમાં તાદાત્મ્ય તે સાત્વિક અહંકાર, રજોગુણી પદાર્થોમાં તાદાત્મ્ય તે રાજસઅહંકાર અને તમોગુણી પદાર્થોમાં તાદાત્મ્ય તે તામસઅહંકાર. તમે ઈ૦—તમોગુણે પૃથ્વી આદિક પાંચ મહાભૂત તથા ગંધ આદિક તેના વિષય બનાવ્યા.

સત્વમાંથી મન આદિક જાણો, તેના દેવતણો વિસ્તાર,
એ ભ્રમજાળ છે મૃગજળ જેવું, શુદ્ધ બ્રહ્મે વૃક્ષને કરીએ ખુવાર;
ખાવા જોઇએ તે ઉછેરે રે, બાપુ વૃક્ષ મન ડોલી. જુએ.૦ ૫

## કાફી ૪ થી.

ગુરૂજી તમે કો'છો રે, બ્રહ્મ તારી પાસે વશ્યો;
મને નવ દીસે રે, કયા રસે એ તો રશ્યો. ટેક. ૧
માથું બ્રહ્મ કે બ્રહ્મમાં માથું, બ્રહ્મ આંખમાં કે આંખ બ્રહ્મ,
નાકમાં એ વસિયો કે મુખમાં, એ વિષે થાય મુને ભ્રમ;
સંશે નિવારો રે, ભ્રમમાંથી જાઉં ખશ્યો. ગુરૂજી૦ ૨
હાથમાં કે પગમાં ગુરૂ, હૃદય કે છાતી માંય,
પગમાં હોય તો પળું નહિ વે'લો, બ્રહ્મ બેઠો છે કયાંય;
વદો ગુરૂ મોટા રે, શિષ્ય જ્યારે કસાણી કશ્યો. ગુરૂજી૦ ૩
ગુરૂજી કે' તમે શિષ્ય સાંભળો, આંમળો કાઢી આજ,
એક અવયવે નવ વા'લો બિરાજે, પાણી પે'લી બાંધું પાજ;
દૃઢ હોય ધ્યાને રે, નથી એ તો જશ્યો તશ્યો. ગુરૂજી૦ ૪
જેટલો ધ્યાને ધરીને જાઓ, તેટલો પાસે એહ,
રૂપ રંગ વિનાનો તદ્રૂપ થાશો, જ્યારે ધ્યાનનો ચઢશે મેહ;
બાપુ સહુ રૂપે રે, જોશો જગદીશ જશો. ગુરૂજી૦ ૫

---

રજે—રજોગુણે. દશ ઈંદ્રી—શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિય, અને વાક્ આદિ પાંચ કર્મેંદ્રિય.

૫ શુદ્ધ ઇ૦—માયાથી રહિત બ્રહ્મજ્ઞાને કરીને આ બ્રહ્મવૃક્ષને ખુવાર કરીએ—તેનો નાશ કરવો. ખાવા ઇ૦—પૂર્વકૃત કર્મનાં ફળ ભોગવવામાટે તે ઉછેરે છે. અર્થાત્ કરેલાં કર્મ ભોગવવાંજ જોઇએ એવા સૃષ્ટિના નિયમાનુસારે દેહાદિક ઉપજે છે. મન ડોલી—મનમાં ડોલીને.

૨ ભ્રમમાંથી ઇ૦—ભ્રમમાંથી ખસ્યો જાઉં—છૂટું. ૩ કસણી કસ્યો—કસોટી ઉપર કસ્યો. ૪ જસ્યો તસ્યો—જેવો તેવો.

૫ તદ્રૂપ—ધ્યેયાકાર. જશો—જેવો—સહુરૂપ જેવો.

## કાફી ૫ મી.

જ્ઞાનીઓ બતાવું રે, બંધ મુક્તિ આત્મા કેવો;
આંખ મીચી ઉઘાડો રે, દ્રઢતા ધરો તો સેવો. ટેક. ૧
સૂક્ષ્મ બુદ્ધિ હોય તો સમજાશે, નહિ તો કરશો ન માથાકૂટ,
સેહેલું સટ તો અમો બતાવું, પીઓ અમૃતનો છે ઘૂંટ;
ખુંટ મારી ખોલું રે, કહું બ્રહ્મ જેવો તેવો. જ્ઞાનીઓ૦ ૨
ચૈતન્યમાં દશ્ય કલ્પવું જાણો, બંધતણું એ મૂળ,
ચૈન્યમાંથી કલ્પના છૂટવી, મુક્તિ જાણો સમૂળ;
દશ્ય વગરનું ચૈતન્ય રે, આત્મારામ રૂપ એવો. જ્ઞાનીઓ૦ ૩
ત્રણ લીટીમાં ત્રિભુવન સમાયું, બ્રહ્મ વિદ્યાનો ભોર,
આહા ઓહો કરી અકળાઓ, એવો નથી એ સોર;
ખરી છે એ વિદ્યા રે, ચિત્તમાં રૂડી ચેવો. જ્ઞાનીઓ૦ ૪
મહાશ્રમવડે અમો સમજ્યા છું, તે દેખાડ્યું પળમાંય,
ન સમજાય તો પૂછો આવીને, આંતરો નથી કાંઈ આંય;
ચોખું ચટ કેવું રે, બાપુ બ્રહ્મ એક દેવો. જ્ઞાનીઓ૦ ૫

## કાફી ૬ ઠ્ઠી.

ઘડે ભર્યું પાણી રે, સૂરજ માંહી આવી પડ્યો;
ઘટાકાશ ભાસ્યું રે, ભાગ્યો તેની સાથે લડ્યો. ટેક. ૧
ઘડામાં મારો સૂરજ હતો તે, ભાગી નાખ્યો અલ્યા ભૂર,
ઘડો ગયો તેની ચિંતા નથી ભાઇ, ( પણ ) નાશી ગયો મારો સૂર;
એને ક્યાંહી દેખું રે, જુક્તિએ શેમાં જડ્યો. ઘડે૦ ૨
એવે એક આવી કે' રામોજી મુઆ, તેનો જીવ ક્યમે નવ જાય,

૩ દશ્ય—જોવામાં કે કલ્પનામાં આવે તે પદાર્થ. ૪ ત્રણ લીટી—(ત્રીજી કડીની). ભોર-હેલ.

અતિ ઘણા દુઃખિયા થયા, કોઇએ કરી નહિ સા'ય;
દ્રવ્યકાજે બાળ્યા રે, જીવતા ચિતા માંહી પડ્યા. ઘડે૦ ૩
ઢોંગી ગુરૂ કે' એનો આત્મા બળ્યો ભાઇ, જીવતાં મુઓ અજાણ,
જ્ઞાનીને સુણી હૃદે ખિચ લાગ્યું, અજ્ઞાનીનું કૂડું બાણ;
ઘટમાં ભાગ્યો સૂરજ રે, બીજો તેવો ઘટે તડ્યો. ઘડે૦ ૪
જ્ઞાની કે' સૂર્ય ન આવે જાવે, લાગ્યો એ તો ભ્રમ ફોક,
મરે ન અવતરે આત્મા અલ્યા, શીદ હસાવે છે લોક;
રોક માનો મારૂં રે, બાપુ બીજો પાલો સડ્યો. ઘડે૦ ૫

## કાફી ૭ મી.

કઠણ કામ કે'તાં રે, તુને સાવચેત કરિયે;
સંશે જશે ભાગી રે, પછે ડરો નહિ જરિયે. ટેક. ૧
ચકલી સમુદ્ર તરવા ધારે, એ તે બને કેઇ પેર,
એવાં પક્ષીથી તરાય એ તો, તરે ધ્રાણીની મે'ર;
સાગર તરવો સાચો રે, નામ સુણી મન ડરિયે. કઠણ૦ ૨
ચકલીને તો ડર લાગે, અમે સમુદ્ર કેઇ પેર તરિયે,
પણ ગરૂડને અલ્યા ભય છે તેનો, તન મન માંહિ જરિયે ?
નથી તેનું કારણ રે, વધાર્યું બળ હરિયે. કઠણ૦ ૩
તેમ સંસાર સાગર મૂઢને મોટો, જ્ઞાનીને મન છે ખાડ,
ગુરૂકૃપા નવ હોય તો જાણજો, સાગરમાં ખડક રૂપિયા પા'ડ;
આડ બીજી મોટી રે, તરિયે ગુરૂને વરિયે. કઠણ૦ ૪
એ સાગર જે કોઇક તરેલા, તેનાં કહું એંધાણ,
ચિત્ત રાખીને સુણશો તમે તો, જાણો પદ નિરવાણ;
બાપુ સત્ય બોલે રે, સરાવ્યા નવ સરિયે. કઠણ૦ ૫

---

૫ બીજો—આ શિવાય બીજો ઉપદેશ તે સડેલા પાલા જેવો જાણવો.

૪ ખડક રૂપિયા પા'ડ—ખડકરૂપી પાહાડ. ૫ સરાવ્યા—ખસેડયા.

## કાફી ૮મી.

જુઓ તમે જ્ઞાની રે, અમો ઓળખાવી દઇએ;
થતા નવ માની રે, પિયાલો આ પઇએ. ટેક. ૧
સંસારરૂપી નાટક ઉભો, આવે વિધ વિધ વેશ,
તશ્કર હારક જાળક તેમાં, બની આવે એશા ઐશ;
જોનાર તેહ જુવે રે, જ્ઞાની કેવા કહીએ. જુઓ૦ ૨
સ્વસ્વરૂપભૂતચૈતન્ય માત્રે, વાસ વશ્યા ગુરૂ દેવો,
દેહાતીત થયેલા એ તો, તજી કરી અહંમેવો;
ટેવો સુણો તેની રે. મારગ મોટે વહીએ. જુઓ૦ ૩
મારણ મોહન વશિકર્ણ જાણે, લાવે તેના રૂડા ભેખ,
જ્ઞાની દૂરથી સર્વ નિહાળે, એક જગાવી અલેખ;
દેહ જુવે દૂરથી રે, આપણ પાસે રહીએ. જુઓ૦ ૪
દુઃખ થાય તો તેના ધર્મ જાણે, સુખ થાય તો નવ કાંઇ,
ભટકી ભટકી તમે ગથી મરો પણ, જડશે એવા નહિ સાંઇ;
જ્ઞાન અર્ક ઉગે રે, બાપુ બા'ર નવ જઇએ. જુઓ૦ ૫

## કાફી ૯ મી.

નથી સગા જાણજો રે, આત્માને કોઇએ;
સુખ દુઃખ દ્વંદ્વ એ તો રે, ઉપરથી જોઇએ. ટેક. ૧

---

૨ નાટક ઊભો—નાટકનો ખેલ ઊભો કર્યો છે. ૩ દેહાતીત-દેહ ધારણ કરવાની ઉપાધિથી નિર્મુકત થયેલા.

૪ અલેખ જગાવીને—આત્મસ્વરૂપમાં મસ્ત રહીને. દેહ૦ઈ૦—જ્ઞાનીઓ પોતાના દેહને પોતાથી નિરાળો જુએ છે અને આપણે પાસે રહીએ છીએ-જૂદો જોતા નથી.

૫ તેના--દેહાદિકના. નવ કાંઇ--તેની કાંઇ તેમને દરકાર નથી. બા'ર-બીજી જગોએ ( શોધવામાટે ).

૧ દ્વંદ્વ-જોડું.

ગાડી કરી તમે બેસવામાટે, રાખ્યા ચોધરી ચાર,
દોડાવતાં ગાડી ગઈ ભાગી, કડકા થઈ ગયા બાર;
ચોધરીને શેનું રે, રડવું આવે કે રોઇએ. નથી૦ ૨
મન મસ્તાનું થઈ જાય ભાઈ, વસ્તુને શો સંબંધ,
ઘોડે ચઢશે ને પડશે પાછું, અફળાશે ભીંતે અંધ;
વસ્તુ એ તો ન્યારી રે, ખોટ તેની ખોઇએ. નથી૦ ૩
ઘોડા ચઢે ને ઘુઘવે પાણી, સાગરને શું હોય,
તેવા ઉપર તો થાય તરંગો, સાગરને મન નહિ સોય;
પૂર્ણ એ તો પૂરો રે, તાલમેલના ટોઇએ. નથી૦ ૪
લાકડું માંકડું કે પંખીડું, માણસનું સગું થાય !
તેમ વિષયાદિક તો જાણો તમે, જીવના કંઈ ન લે'વાય;
અલગ મારો વા'લો રે, બિરાજે ખરી સોઇએ. નથી૦ ૫

## કાફી ૧૦ મી.

સગપણ બતાવું રે, દેહને આત્માતણું;
વિચારો મનથી રે, સમજી તમે ઘણું ઘણું. ટેક. ૧
સરોવર માંહે કમળ ઊગે, ખીલે હજાર પાંખડી માંહી,
રંગ બેરંગની ભાત દેખાડે, જોનારાને જાંહી;
રીઝે જોઈ લોકો રે, સગપણ સારૂં બન્યું. સગપણ૦ ૨
ઉદર માંહીથી ઉપજાવ્યું, નાનું મોટું કર્યું સાર,
સૂકાડ્યું ઉડાડ્યું જોશો, સાચવ્યું વારંવાર;
તોડ્યું આવી હાથી રે, સગપણ ગણ્યું ના ગણ્યું. સગપણ૦ ૩
જોવા માત્રથી સગપણ દીસે, જોનારાની આંખ,

૪ ઘોડા-ભરતીનો વેગ. ટોઇએ-અર્થાત્ કરવી. ૫ જાણો-માણસના સગા નથી એમ જાણો.

ઉંનાપાણીમાં ઝંપલાઇ જાણી, મરે કોણ રડે માંખ;
તેવું આવે રડવું રે, કમળસર સગપણું. સગપણ૦ ૪
તેવું જીવ શરીર ધરે છે, વળી તે સાથે સગાઈ,
ભ્રમથી ભાસે જુદાઈ છે નહિ, જાણો જૂદો જદુરાઇ;
અલગ વસે દે'થી રે, વાણીએ કેમ વણું. સગપણ૦ ૫

## કાફી ૧૧ મી.

ભાખો તમે જોઇ રે, સત કે અસત હશે;
બતાવો સોઇ રે, જ્ઞાન કંઇક હૃદે વસે. ટેક. ૧
ચાટલું લઇ તમે પ્રતિબિંબ જુઓ, ખરૂં કે ખોટું એહ,
તરંગમાં અલ્યા તેહ દખાશે, પાણી તેલ ઘીમાં જેહ;
ખરૂં કે ખોટું રે, કવિઓ કહો નવે રસે. ભાખો૦ ૨
જો ન સમજાય તો હું સમજાવું, ન લાગે કંઈ વાર,
અનિર્વચનીય જાણી રે'વું, કશો કરવો ન ઉચ્ચાર;
સાચું છે અમારૂં રે, સોનું જાણો કસણી કસે. ભાખો૦ ૩
તેમ પરમાત્મામાં જાણો, શરીરનોજ સંબંધ,
સાચો નથી જૂઠો નથી, જેમ બેલ ને બેલનો કંધ;

---

૫ તેવું ઈ૦—જેમ સરોવર કમળને ધારણ કરેછે પણ હાથી તેને ચૂંટી નાખે તો તેનો તેને ખેદ નથી તેમ ચૈતન્યરૂપી સરોવરમાં દેહરૂપી કમળો ખીલે છે તે તેને કાળરૂપી હાથી ચૂંટી લે છે તથાપિ ચૈતન્યને તેનો શોક નથી.

૩ અનિર્વચનીય—જેને ખરૂં ખોટું કહેવામાં ન આવે એવું. પ્રતિબિંબ વસ્તુ સ્વરૂપે હાથ લાગતું નથી માટે તે ખરૂં કે સત નથી અને તે બિંબના જેવું કાર્ય કરે છે માટે તે ખોટું કે અસત્ નથી. એ રીતે સત્ અને અસતથી વિલક્ષણ હોવાથી તે અનિર્વચનીય છે. એ દૃષ્ટાંત માયાને લાગુ પાડવું. કસણી—કસોટી.

એ તો વાત એવી રે, જાણે જેહ આઘો ખસે. ભાખો૦ ૪

સાચું નથી જૂઠું નથી, એ માનવાની મરજાદ,

હદ બેહદની વાતો જાણે, તો તો છૂટી જાયે વાદ;

નહિ તો રે' ઉભો રે, શ્વાન જ્યમ પડઘે ભસે. ભાખો૦ ૫

## કાફી ૧૨ મી.

જળમાં અલ્યા જો જે રે, શું શું તણાઈ આવે;

પથ્થર લાવે તાણી રે, કાઠ નવ ડૂબો કા'વે. ટેક. ૧

વા'ણમાં બેશીને આવે જાવે, લોક તો અપરમપાર,

બૂડી જાયે તો જાય જાનમમાં, જળને સ્નાન સૂતક છે સાર ?

નથી એને કાંઇ રે, આવો જાવો જો ફાવે. જળમાં૦ ૨

જાણો તેમ પંચભૂતનું પૂતળું, આવ્યું આત્મા સાથ,

બૂડે કે તરે એને શું લાગે, અળગો બિરાજે નાથ;

બાથે ન ઝાલે રે, દેહ મૂકી જો રાવે. જળમાં૦ ૩

એને દુઃખ નહિ ને સુખ નહિ, અવિચળ આપે એક,

અખંડિત મારો વા'લો બિરાજે, ખરી રાખી જેણે ટેક;

વિવેક વિચારો રે, તજી ગોપી જો મા'વે. જળમાં૦ ૪

---

૪ આઘો ખસે—લાંબો વિચાર કરે. ૫ સાચું ઈ૦—આ સાચુ નથી અને આ જૂઠું નથી એ તો માનવાની મરજાદા (સીમા) છે. આટલે સુધી આ સાચું છે અને આટલે સુધી આ જાઠું છે, એ માનવા માત્ર છે. હદ બેહદની—વિશ્વની અને તેની પેલી પારની. શ્વાન ઈ૦—શ્વાન જેમ પડઘો સાંભળીને ભસે છે તેમ અજ્ઞાની પણ મિથ્યા વસ્તુ ઉપર વાદ વિવાદ કર્યા કરશે.

૩ રાવે-રાણાએ. ૪ મા'વે-કૃષ્ણે આત્મારૂપ કૃષ્ણે. દેહરૂપી ગોપી તજી છે તે તું જો.

એવી જૂદાઇ છે આત્માની સંગે, સમજે તો થાય સગાઇ,
મિથ્યા છે ખરૂં એહ ભાઇ પણ, જાણ્યે બેસો તમે ના'ઇ;
સુખ તેથી થાશે રે, ભળશે બ્રહ્મ લા'વે. જળમાં૦ ૫

## કાફી ૧૩ મી.

જૂદું નથી કોઇ રે, સત્તા એક બ્રહ્મની ભલી;
ખરૂં કરૂં તેને રે, સુણજો સહુ વળી વળી. ટેક. ૧
તરંગો તળે ઉપર થાય પણ, એનું તપાસો મૂળ,
જળની સત્તાએ એ તો ઝઝુમે, જેમ સુઝે અનુકૂળ;
સત્તા એક જળની રે, જોરમાં ઝાઝી મળી. જૂદું૦ ૨
તેમ આત્માની સગાઇથી કાંઇ નથી અળગું, ચિત્ત આદિક ચાર,
પદાર્થ સર્વ માંહે છે સત્તા, આત્માની અવિધાર;
સાર એ સમજો રે, બ્રહ્મમાં જાશો ભળી. ,, ૩
જેમ સાયરનું જળ તરંગમાં તે, ખાડમાં તેનું તેજ,
ચલન વલનની એજ ચપળતા, સાચું નહિ કાંઇ હેજ;
તેવું કહું બીજું રે, સંશય જાશે ટળી. ,, ૪
મનુષ્યાદિકમાં ચપળતા જોઇ, આત્મા દર્શે તેવે રૂપ,
પત્થરમાં ચપળતા નહિ ત્યાં, તેવો દર્શ્યો અનુપ;
પત્થરમાં જે વસિયો રે, બાપુ તુજમાં તેહ બળી. ,, ૫

## કાફી ૧૪ મી.

જૂદું નથી કે'ની રે, જીવ તે તો સભરે ભર્યો;

---

૫ જાણ્યે ઇ૦—મિથ્યાને મિથ્યા જાણવાથી તમે નાહાઇ બેસો-તેની આશા તજીને નિર્વૃત્તિ પામી બેસો.

૧ સત્તા—હોવાપણું ( existance ). ૪ હેજ—તત્વ. બીજું—બીજું બધું

નિશ્ચે થયો મનનો રે, ત્યારે તું તો આપે તર્યો. ટેક. ૧

પા'ડ માંહી જીવ છે ને ઝાડ માંહી જીવ છે, લાકડે વશ્યો ભગવાન,
જે રૂપે એ તુજમાં બિરાજે, તે રૂપે ભીને વાન;
રૂપ નહિ બીજું રે, સમજ્યો તેનો અરથ સર્યો. જૂદું ૨

સ્થાવર જો જે તું તો તપાસી, દર્શે તને દીનોનાથ,
જંગમમાં પણ જેવડો તેવડો, તદ્રૂપે આવે એ તો હાથ;
આત્માવત સર્વે રે, કેવો એણે ખેલ કર્યો. " ૩

એટલું સમજે જેહ જોગીજન, ભોગી સમજે થાય ભૂપ,
એ સિધ્ધાંતથી સમાન દષ્ટિ, થતાં બને તદ્રૂપ;
અલૌકિક ભાસે રે, રખે તું જાયે ડર્યો. " ૪

અજ્ઞાન છે આત્માનું કલ્પ્યું, મોટો છે આત્મારૂપ,
એમ સહુ જોતાં આત્મારૂપે, જેમ ઉદબત્તી ને ધૂપ;
ચૂપ થઇ રે'વું રે, બાપુએ તો આત્મા હર્યો. " ૫

## કાફી ૧૫ મી.

ભેદ બતાવું રે, પે'લો હું તો જીવતણો;
સમજીને લેજે રે, તેથી પાર શિવતણો. ટેક. ૧

શિવ પ્રતિબિંબુથી અજ્ઞાન અંશ શોભે, તે તો જીવ કે'વાય,
તે જીવ બંધાયો દેહ પિંજરમાં, અજ્ઞાન જેની સેવાય;
ધારે પ્રાણ તેથી રે, જીવ મોટો એજ બન્યો. ભેદ૦ ૨

---

૩ જંગમ-ગતિમંત પ્રાણી. તદ્રૂપે-સદ્દરૂપે. ૪ એટલું ઇ૦—જે એટલું સમજે તે જોગીજન થાય; જો ભોગી સમજે તો તે ભૂપ થાય-ભૂપના જેટલો સંતોષ તેને મળે. તદ્રૂપ-બ્રહ્મરૂપ. અલૌકિક-દિવ્યજ્ઞાન.

૫ અજ્ઞાન ઇ૦—આત્માને વિષે બીજા પદાર્થની કલ્પના તે અજ્ઞાન. ઉદબત્તી-અગરબત્તી. હર્યો-હરણ કર્યો-કબજે કર્યો—ઓળખ્યો.

૧ શિવતણો-પરમાત્મા. ૨ પ્રતિબિંબ ઇ૦-જેમ પાણીમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે અને પવન વગેરેની ઉપાધિથી પ્રતિબિંબરૂપ સૂર્ય હાલતો પણ

અહંકારની એ ધારણ ધારે, ત્યારે કે'વાયે હું,
નિશ્ચય કરે તો બુદ્ધિ કે'વાયે, હુંપદમાં હું તું;
સંકલ્પે મનડું રે, તારો જીવ અમે ગણ્યો. ભેદ૦ ૩

કલ્પનાથી અજીવ નીપાવે, પ્રકૃતિ પડિયું નામ,
મોહવડે બંધાયો માટે, દેહ રૂપિયું એ ગામ;
અજ્ઞાને જડ જાણો રે, ચૈતન્યે ચેતન શણ્યો. ભેદ૦ ૪

એ રીતે અજ્ઞાન ને ચૈતન્યકાંતિ, મળ્યે કે'વાયે જીવ,
મન મતિનાં નામ એજ ગણાવે, ન્યારો છે ભાઇ શિવ;
બાપુ વાત ઊંડી રે, જાણે ગુરૂ પાસે ભણ્યો. ભેદ૦ ૫

## કાફી ૧૬ મી.

સંસારનું કારણ કિયું રે, તે તો આજ દાખું તને;
ગુરૂએ સમજાવ્યું રે, જેવું તેવું ભાઇ મને. ટેક. ૧

કારણ સંસારનું જીવને માનો, સમજી સારી પેઠ,
અથવા તો ભાઇ ચિત્તને માનો, બીજાંને વળગી વેઠ;
આવો તપાસું રે, તમે ભાઇ મારી કને. સંસારનું૦ ૨

દેહ અલ્યા એ તો હલકામાં હલકો, મુંગો કહે સંતલોક,

---

જણાય છે. તથાપિ બિંબભૂત સૂર્ય તો તેથી અલગજ છે તેમ પરમાત્મારૂપી બિંબ અજ્ઞાન અંશરૂપ અવિદ્યામાં પ્રતિબિંબિત થયો છે. એ પ્રતિબિંબને જીવ કહે છે.

૩ સંકલ્પે ઇ૦–કલ્પના કરે તે મન કહેવાય. ૪ પ્રકૃતિ ઇ૦–જીવ મનવડે કલ્પના કરીને અજીવ પદાર્થોને ઉત્પન્ન કરે છે માટે તેને પ્રકૃતિ કરીને કહે છે. શણ્યો–સાંભળ્યો.

૫ અજ્ઞાન–જે પોતાનું સ્વરૂપ નથી તેને પોતાનું સ્વરૂપ માનવા રૂપ બુદ્ધિ. ઊંડી–સૂક્ષ્મ.

એને કોઇ ન કારણ ધારે, ધારે તો ધારવું ફોક;
એણે શું કીધું છે રે, આવિયો જે નિધને. સંસારનું૦ ૩

આત્મા તો અવિનાશી અખંડિત, સંસારી ન કે'વાય,
હીંચકા ખાતો જીવ છે કારણ, બોલ્યા વિના ન રે'વાય;
માનો મારૂં સાચું રે, લોભ નહિ તને ધને. સંસારનું૦ ૪

એ કારણ રૂપનો નાશ નથી, જડ દેહ ગયે જીવ જાય,
બીજા માંહી જઇ બેસે એ તો, જેમ ઘડા પાણીનું થાય;
બાપુ ખરી વાતો રે, સમજાયે નહિ જ્ઞાન વને. સંસારનું૦ ૫

## કાફી ૧૭ મી.

ભ્રમજાળ ભાગો રે, તો તો પામો મુક્તિને;
ભ્રમ કાઢી નાખો રે, જણાવું જુક્તિને. ટેક. ૧

ઊંબાડિયું એક હાથમાં લેઇ, ફેરવે બાળ અપાર,
અગ્નિચક્ર નહિ પણ ચક્ર દેખાશે, મિથ્યા એ વિચાર;
ભ્રમ છે એવો રે, ભજો નવ ભુક્તિને. ભ્રમજાળ૦ ૨

---

૩ કારણ—(સંસારનું). આવિયો ઇ૦—જે નિધને (મૃત્યુમાં) આવ્યો છે—જેનું મૃત્યુ થાય છે તેને સંસારનું કારણ કોણ ધારે?

૪ હીંચકા ખાતો—એક દેહમાંથી બીજા દેહમાં જતો. લોભ ઇ૦—મને કાંઇ તન કે ધનમાં લોભ નથી.

૫ કારણરૂપ—જીવ. જાય—બીજા દેહમાં જાય. ઘડા પાણીનું—જેમ એક ઘડો ફૂટયે તે પાણી બીજા ઘડામાં લેવાય છે તેમ. જ્ઞાનવને—જ્ઞાન વિનાથી.

૨ અગ્નિચક્ર નહિ ઇ૦—અગ્નિચક્ર જેવો નથી તથાપિ તેનું ચક્ર દેખાશે; તેજ પ્રમાણે સંસાર પણ એવા મિથ્યારૂપે દેખાય છે. એ વિચાર—અગ્નિને ચક્રરૂપ દેખવાનો વિચાર. ભુક્તિ—સંસારના વિષયભોગ.

તેમ ચિત્ત તારૂં જો ભ્રમમાં પડ્યું તો, તેની ન કરવી વાત,
ખરા ખોટાની એહ ભૂલવશે, જાત અને વળી ભાત;
સમજો શાણા રે, તજો એવી રૂક્તિને. ભ્રમજાળ૦ ૩
ખોટું જગત તે ખરૂં કરી કે'શે, ચિત્તભ્રમનું એ કામ,
શાણા સમજીને અટકાવે, ભૂલાવે પરમધામ;
નામ જાય નાશી રે, જોઇ ચિત્ત ચુક્તિને. ભ્રમજાળ૦ ૪
ભેદ સમજ્યો તેને ભ્રમ ભાગ્યો, બીજાને જાગ્યો અપાર,
કોને પડી તે સમજાવે તેને, ખરૂં કહે નિરધાર;
આપુ હોય પુણ્યે રે, પામે વય પુક્તિને. ભ્રમજાળ૦ ૫

## કાફી ૧૮ મી.

રૂંધો પ્રાણ દાખું રે, પગથિયે પે'લે ચઢો;
કામ થાય ભાખું રે, ષડ્રિપુ સાથે લઢો. ટેક. ૧
બોલવું તો ભાઇ લાગે સે'લું, કરવું કઠણ છે કામ,
અનુભવેલું અમો બતાવું, રીઝશે આત્મારામ;
કામ થાશે તારૂં રે, જદુનાથ જાયે જડ્યો. રૂંધો૦ ૨

---

૩ રૂક્તિ—મર્મ. ૪ શાણા ઇ૦—જે પરમધામને ભૂલાવે એવો ચિત્તનો ભ્રમ છે તેને શાણા પુરૂષો સમજીને અટકાવે છે. ચિત્ત ઇ૦—ચિત્તની ચુક્તિ ( ચૂકવાપણા )ને જોઈને નામ ( સત્ નામ—બ્રહ્મ ) નાશી જાય છે.

૫ બીજાને–ભેદ ન સમજ્યો તેને. કોને ઇ૦–જેને એવો ભ્રમ થયો છે તેની પીડા કોને પડી છે કે તેને સમજાવે અને તેને નિરધારીને ખરૂં કહે? વય પુક્તિને ઇ૦—પુખ્તવયને પામે ત્યારે પૂર્વના પુણ્યે કરીને તે હોય—સંતસમાગમથી જ્ઞાનોપદેશ હોય.

૧ પાછળ કહ્યા પ્રમાણે તત્વ વિવેક થયા પછી આત્માનો અનુભવ કરવાનો માર્ગ બતાવવાનો ઉપક્રમ કરે છે: રૂંધો ઇ૦–સ્પષ્ટ છે. રૂંધો–રોકો. પ્રાણ –પ્રાણ વાયુ—શ્વાસોચ્છ્વાસ.

૨ બોલવું ઇ૦–કામાદિક તજીને પ્રાણાયામ કરો, એ આત્માનુભવનું

નજરથી લઇને બાર આંગળ લગી, નીચેનું જો આકાશ,
જેહ નિર્મળ અતિશે સારૂં, રોકય ચક્ષુની દૃષ્ટિ ખાસ;
મન માંહી રોકો રે, જોઇએ ન કાંઇ જડો. રૂંધો૦ ૩
એમ આંખ અને મન રોકી જોજે, ઘડીભર તું નિરધાર,
ચલન વલન એ ભૂલશે ત્યારે, પ્રાણ તારો અવિધાર;
સત્યનો સાખી રે, સામો આવી અડચો. રૂંધો૦ ૪
એ રીતે તો પ્રાણ રૂંધાએ, દેખાડ્યું દૃષ્ટાંત,
કરી જોશો ત્યારે તો સમજશો, ખરૂં જેહ સિદ્ધાંત;
બાપુ નામ સાચું રે, બીજો સહુ જૂઠો સડો. રૂંધો ૫

## કાફી ૧૯ મી.

હૃદય સમજાવું રે, સુણે જો તું મારૂં;
ભેદ બતાવું રે, જાણે સારૂં સારૂં. ટેક. ૧
તારા દેહને તુંજ ભરી જો, થાશે વેંત્યો સાત,

---

પેહેલું પગથિયું છે એમ બધાય કહે છે પણ તે કેમ થાય તે અમે બતાવીએ છીએ. જદુનાથ—આત્મારૂપી ભગવાન.

૩ તે પ્રકાર બતાવે છે: નજર ઈ૦—નેત્રથી બાર આંગળ નીચે હૃદયાકાશ જો, અને માંહીથી ( અંદરથી ) મનને રોક—મનની વૃત્તિઓ બીજે ન જવા દેતાં હૃદયાકાશમાંજ સ્થિર કર. એને રોકવાને કાંઇ જડો-રેખો જોઇતી નથી.

૪ ચલન વલન ભૂલશે-શ્વાસોચ્છ્વાસ બંધ થશે. સત્યનો ઈ૦-સત્યનો સાખી ( સાક્ષી )-અંતરાત્મા સામો આવીને અડચો-પ્રત્યક્ષ થશે. આ ક્રિયાને યોગશાસ્ત્રમાં જાલંધરબંધ કહે છે. હડપચીને ગળાની નીચે અડકાડી હૃદય ઉપર દૃષ્ટિ સ્થિર કરી પ્રાણવાયુ રોકવો તે જાલંધરબંધ કહેવાય છે.

૧ પાછલા પદમાં હૃદયાકાશમાં દૃષ્ટિ સ્થિર કરવાની કહી છે માટે આ પદમાં હૃદયાકાશનું સ્વરૂપ બતાવે છે: હૃદય ઈ૦—સ્પષ્ટ છે.

હૃદય તેમાં ક્યાંહી વસે તે, તુજને કહું સાક્ષાત;
વાત માન સાચી રે, બુરૂં નથી એ બારૂં. હૃદય૦ ૨
હૃદયના બે ભેદ ભણે છે, તેનો સુણ વિચાર,
માનવા જેવું ને નહિ માનવાનું, એવા બેજ પ્રકાર;
તે સંભળાવું રે, લાગે તને નહિ ખારૂં. હૃદય૦ ૩
છાતી વચ્ચે જે હૃદય છે તે, નહિ માનવાનું માન,
અખંડઅનુભવ નામ છે જેનું, માનવાનું તે તો માન;
સાન ધરજ એવી રે, ચિત્ત રૂચે ચારૂ. હૃદય૦ ૪
એ હૃદયની વાત અજાયબ, સંભળાવીશ હું આજ,
સુણવાને એકે કાને થાજો, અમો સુણ્યું એમ રાજ;
બાપુ બોલે સાચું રે, સમજે તેને તો પ્યારૂં. હૃદય૦ ૫

## કાફી ૨૦ મી.

માનેલું મનાવું રે, હૃદય હવે હું આજે;
કાંઇ નવ જોઇએ રે, અમારે તો સાજે. ટેક. ૧
માનેલું હૃદય એ તો જાણો, દેહથી છે ભાઈ બા'ર,
અંદર પણ એને માને છે, જોગી જતિ અપાર;
કોક કે' ત્રીજું રે, કહું તારેકાજે. માનેલું ૨

---

૨ બારૂં-હૃદયાકાશરૂપી. ૩ માનવા જેવું-લક્ષ્યમાં લેવા જેવું—મનમાં જેને ખરૂં સમજવું તે. નહિ માનવાનું—લક્ષ્યમાં નહિ લેવા જેવું.

૫ એ હૃદયની—માનવા જેવા અખંડ અનુભવ હૃદયની.

૧ માનેલું મનાવું-લક્ષ્યમાં ધારવા જેવા હૃદયનું સ્વરૂપ દૃઢ કરાવું. સાજે-સાહિત્ય પણ.

૨ દેહથી-મનુષ્યના દેહથી. અંદર—વિરાટ્‌ના દેહની અંદર. કોક—આત્મજ્ઞાની. ત્રીજું-આત્મારૂપ હૃદય.

ભાઇ દેહાદિક જો નથી તો, બા'ર ભીતર નથી એહ,
પણ એ તો છે મુખ્યમાં ભાઈ, જાણો નિઃસંદેહ;
જગત છે એમાં રે, ધૂનિ ઘૂઘૂ ગાજે. માનેલું૰ ૩
હૃદય કો' કે આત્મા કહો, બેનો એક વિવેક,
હદ બેહદની વાતો ન્યારી, જાણે જે ધારે ભેખ;
ખરી વાત ખાંતે રે, કહું તારી દાઝે. માનેલું૰ ૪
અનહદ વાજાં વાજે જ્ઞાનીને, સમજે ચતુર સુજાણ,

---

૩ દેહાદિક ઇ૰—તત્વજ્ઞાનીને મતે જો દેહાદિકજ મિથ્યા છે તો પછી તે હૃદય બાહાર કે ભીતર તો નથીજ; પણ એ તો મુખ્યમાં—ચૈતન્ય આત્મામાં છે. જગત ઇ૰—જગત્ એ આત્મારૂપી હૃદયાકાશમાં છે. જેમ મનુષ્ય પોતાના હૃદયમાં કલ્પના કરીને નાના પ્રકારના મનોમય ઘાટ રચે છે તે જીવકૃત જગત્ મનુષ્યના હૃદયાકાશમાં કહેવાય છે તેમ આ સઘળું જગત્ એ પણ સત્યસંકલ્પ ઇશ્વરના હૃદયના મનોમય ઘાટ છે. અને તેથી તે પણ ઇશ્વરના હૃદયાકાશમાં છે. "એ રીતે જગત્ એમાં છે." આત્મામાં જગત્ છે, એનો બીજો ખુલાસો એમ સમજવો કે જેમ સર્વત્ર પરિપૂર્ણ મહાસાગરમાં સઘળે પાણી સ્થિર છે પણ જ્યાં પવનની લેહેરો હોય છે ત્યાંજ મોજાં થાય છે, તેમ આત્માચૈતન્ય સઘળે શાંત છે પણ જ્યાં પ્રકૃતિરૂપી પવનની લેહેર લાગે છે ત્યાંજ જગતરૂપ મોજાં જણાય છે. ધૂનિ ઇ૰—તે હૃદયાકાશમાં ઘૂ ઘૂ એવો ધ્વનિ ગાજે છે—યોગશાસ્ત્રમાં કહે છે કે અપાન (નીચેનો વાયુ) અને પ્રાણનો સંયોગ થાય છે ત્યારે મેઘગર્જના જેવી ગર્જના હૃદયમાં સંભળાય છે. મહદાકાશમાં પ્રસિદ્ધ મેઘગર્જના ગાજે છે તેની સાથે એને સરખાવવી.

૪ માનવા જેવા હૃદયાકાશનું રૂપ બતાવીને હવે તેને આત્મારૂપે વર્ણ્યું છેઃ હૃદય ઇ૰—એને હૃદયાકાશ કહો કે આત્મા (ચિદાકાશ) કહો એ બેનો વિવેક સરખોજ છે. અર્થાત્ એવી રીતે હૃદયાકાશનું ધ્યાન કરતાં કરતાં વિસ્તીર્ણ આત્મસ્વરૂપ લક્ષ્યમાં આવશે. હદ—હૃદયાકાશ. બેહદ-ચિદાકાશ. જાણે ઇ૰—જે ભેખ ધારે અર્થાત્ બીજાં કાર્યથી નિવૃત્ત થઇ તે જાણવાનો યત્ન આરંભે તેજ એ જાણે. તાત્પર્ય કે સાંસારિક પ્રવૃત્તિમાં વ્યગ્ર મનવાળાથી એ બનવું કઠણ છે.

વાત અજાયબ અવનવી એ તો, ચેતે ન પંડિત પા'ણ;
બાપુ જેવા જાણે રે, ગુરૂ અનહદ વાજે. માનેલું૦ ૫

## કાફી ૨૧ મી.

નરસંઈજી જઇએ રે, અમે દરશન કરવા;
પૂજા જઈ કરીએ રે, પ્રભુ પરસન કરવા. ટેક. ૧
સ્વકલ્પેલું રૂપ ત્યાં જોઇએ, કરીએ તેને પરસન,
નરસંઇજી અમો બા'ર બેસાડ્યો, કરીએ તેનું દરશન;
પ્રાણવાયુ રેલ્યો રે, બાહેર તો ભરવા. નરસંઇજી૦ ૨
આવાહન ને પૂજા અમારી, જોઇ રીઝ્યા નૃસિંહ,
ત્યારે ત્યાંહી તો કાંપવા લાગ્યો, રસ્યો રંગ્યો જે સિંહ;
અમે પૂજા માંડી રે, લાગ્યો દેવ તો ડરવા. નરસંઇજી૦ ૩
અમારે અમારો પૂજવો, ડરાવાનું નહિ કામ,
ગાંડા ઘેલા લોક જે જે બોલે, મા'રાજ આપજો દામ;

---

૫ અનહદ વાજાં ઇ૦—જ્ઞાની પુરૂષોને ઉપર કહ્યો તેવો ધ્વનિ સંભળાયછે એ અનહદ વાજાં વાજે છે. ગુરૂ ઇ૦—ગુરૂરૂપી હદ વગરના વાજાવડે.

૧ બાપુને કોઇ તેનો મિત્ર વડોદરામાંના નૃસિંહજીનાં દર્શન કરવા આગ્રહથી તેડી ગયો હતો. ત્યાંથી આવ્યા પછી તેમણે આ અને આની પછીનું એવાં બે પદ રચ્યાં છે. તેમાં નૃસિહજીના દર્શન સંબંધી સંસારીનું અજ્ઞાન અને નૃસિંહજીના નિમિત્તથી ખરો બોધ દર્શાવ્યો છે.

૨ સ્વકલ્પેલું—મનુષ્યે પોતે કલ્પી કાઢેલું. બા'ર—હૃદયની બહાર. અર્થાત્ આત્મારૂપી નરસંઈજી તેજ એ છે—માત્ર તેનું રૂપ કલ્પિત છે. (નામ અને રૂપ એ બે અંશ કલ્પિત છે એવો વેદાંતનો સિદ્ધાંત છે.) અથવા, અમે પણ ધ્યાન કરીને નૃસિંહજીની કલ્પના કરી તેનું દર્શન કરવા માંડ્યું. પ્રાણવાયુ ઇ૦—અંતરનું રૂપ બહાર આણવામાટે રેચક કર્યો તેથી બાહાર પ્રાણ રેલ્યો.

૩ ત્યારે ઇ૦—અમે માનસિક પૂજા કરવા માંડી ત્યારે કલ્પિત સિંહ કંપવા લાગ્યો.

લેશે દામ એ તો રે, કારજ એહ ધન હરવા. નરસંઇજી૦ ૪
અમે અમારી પૂજા આરંભી, તે તો કરીએ હાલ,
નરહરિ આત્મા પ્રસન્ન થશે તો, છૂટશે સહુ જંજાળ;
બાપુ કરે પૂજા રે, અરથ ગરથ સરવા. નરસંઇજી૦ ૫

## કાફી ૨૨ મી.

ષડ્રિપુ ઉપર રે, બિરાજો નૃસિંહ તમે;
ઊર્મિઓ આડી રે, દબાવો નૃસિંહ તમે. ટેક. ૧
મનસા ફૂલ તો છે મારી પાસે, નહિ મોગરો ગુલાબ,
મતિકેરી અમો ભરીને ઝાલી, નરસંઇજી આ છાબ;
રીઝો તમે દેવા રે, આજ કેમ બાહેર ગમે. ષડ્રિપુ૦ ૨
તૃષ્ણાની તુલસી અમે બનાવી, તૃષ્ણા કરી જડ જાણ,
જડ તો ભાઈજડને ચઢાવી, મારા નૃસિંહને સોંપ્યા પ્રાણ;
પૂજા કરૂં એવી રે, જાણે દેવ જેવો સમે. ષડ્રિપુ૦ ૩
અક્ષત તો અકળામણ મારી, રૂપ જાણો નિરવાણ,
અકળાવે તેને એહજ અર્પું, મારા નાથને મનોહર વાણ;
પૂજા થશે પૂરી રે, સાચું એ તો અહીં દમે. ષડ્રિપુ૦ ૪

---

૫ અરથ ૪૦—મોક્ષાર્થરૂપી ગરથ સરવા-સિદ્ધ થવામાટે અથવા અર્થ-સ્વાર્થ અને ગરથ-નાણાં જતાં રહે એટલામાટે.

૧ ષડ્રિપુ-કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર. ઊર્મિઓ-ક્ષુધા, તૃષા જન્મ, મરણ, ટાઢ, તાપ. આડી-હઠીલી.

૪ અકળાવે ઈ૦-નૃસિંહજીના મંદિરમાં થતી ભીડની અકળામણને ઉદ્દેશીને આ વચન કહેલું છે. પદનું તાત્પર્ય એ છે કે જેવા દેવ તેવી પૂજા: કલ્પિત દેવને મનસા ફૂલ, તૃષ્ણાતુળસી, અકળામણ અક્ષત, અને ડામાડોળ (ભીડની ગભરામણથી નાસવાનેમાટે ડગમગી રહેવું) મન દક્ષણા અર્પણ કરીને પૂજન કર્યું.

દક્ષણા ડામાડોલજ માનો, દિલ મારૂં જેહ વાર,
મારા વા'લાને તો બુદ્ધિ નિર્મળ, દક્ષણામાં આપી બાર;
પાર બાપુ પામ્યો રે, મિત્ર કહે રીઝયા અમે. ષડ્રિપુ૦ ૫

## કાફી ૨૩ મી.

સંસાર નથી સાચો રે, બુરાડે બે મગથી;
વર્તે તે વહે નહિ રે, તોડે રગે રગથી. ટેક. ૧
અલ્યા શમણા માંહી તું રાજા થયો, તે રાજા શું રે'શ,
જાગીશ ત્યારે ગરીબ થઈશ તું, સારૂં મારૂં કેને કે'શ;
ચેત ચેતાવું રે, ડર તું ખરા ખગથી. સંસાર૦ ૨
એ સ્વપ્નુ તેવું આ તું સમજજે, નાનું મોટું એહ ભેદ,
ખોટાને ભાઈ ખરૂં માને તું, ન માને કહ્યું જે વેદ;
ભેદ જાય ભાગી રે, જ્ઞાનતણી શગથી. સંસાર૦ ૩
ગર્ભવાસમાં તું કેવું કે'તો'તો, જો કહે તારાં પુરાણ,
કાટેલા હો તો તમે વિચારો, શું કે'છે કુરાન;
સંભારો સાચું રે, છૂટયા શેણે ભગથી. સંસાર૦ ૪
મારૂં માને તો જાણ તું એતું, નાના મોટા શમણાં માન,
બન્ને મિથ્યા જાણજે તું તો, સમજી સારી સાન;
ભાન ન ભૂલીશ રે, બાપુ વદે વગથી. સંસાર૦ ૫

## કાફી ૨૪ મી.

કૃષ્ણજી કાળા રે, મૂકો તમે સહુ ચાળા;
મોરલીવાળા રે, પ્રકટો તમે ગોવાળા. ટેક. ૧

---

૧ બે મગથી–બે તરફથી. વહે–( સંસારનો ભાર ). તોડે–( સંસારને ).
૨ ખગ—અજ્ઞાનરૂપી પક્ષી. ૩ આ–( સંસારરૂપી ). ૪ કાટેલા–અર્થાત્ મુસલમાન. ૫ એતું–એટલું. વગથી–તારો પક્ષ કરીને.

ગોવર્ધન ધરીને, ગઉઆં રાખી, મારી નાખ્યા રિપુ વાઘ,
ગોપીની સાથે રાસજ રમિયા, ઋચા માટે નવ ડાઘ;
સાધ તમે સાચા રે, નચવી હરિ બાળા. કૃષ્ણજી૦ ૨
કામ કેશીને ઠીક વિડાર્યો, ક્રોધ કંસનો કર્યો ઘાત,
લોભ બગાસુર ઠીક સૂવાડ્યો, મોહ અજગરને મારી લાત;
મદ નાગને નાથ્યો રે, ખરી મુરલીવાળા. કૃષ્ણજી૦ ૩
મત્સર તૃણાવર્ત હરજી તોડ્યો, ગાજ્યું ગોકુળ ગામ,
ઉર્મિપૂતના મારી નાખી તેણે, જુગમાં ગવાયું નામ;
બ્રહ્મભેદ જાણ્યો રે, હરજી હતા બાળા. કૃષ્ણજી૦ ૩
એવા કૃષ્ણનું વર્ણન કરતાં, તરી ગયા વેદ વ્યાસ,
બ્રહ્માનંદ ભલો રે ભજાવ્યો, ગાય શું બાપુદાસ;
નમું બ્રહ્મ રૂપે રે, કરૂં રસ્તે ઢાળા. કૃષ્ણજી૦ ૪

## જ્ઞાનીનાં લક્ષણ.

### કાફી ૧ લી.

સાધુને ઓળખવા રે, તો મારી વાંચો કાફી;
તન મન થશે નિર્મળ રે, સર્વાંગે થશે સાફી. ટેક. ૧
ફૂલકાને તમે દાબો જ્યારે, ત્યારે તે બેશી જાય,
ફૂલાવો ત્યારે તેહ તો ફૂલે, રીસ દુભાણ ના થાય;
જોગી જાણો એવા રે, સારે ખોટે દે માફી. સાધુ૦ ૨
સોનાનું તમે તાવી જો જો, બમણો ચઢશે રંગ,
પુષ્પે વધાવો કે પા'ણે મારો, બદલાયે નવ અંગ;
ક્રોધ જ કૂડો રે, વદે ન આફી લાફી. સાધુ૦ ૩

---

૨ ઋચા માટે—પણ ગોપીઓ વેદની ઋચાઓ કહેવાય છે માટે કૃષ્ણને ડાઘ લાગ્યો નથી. ૫ ઢાળા-મુકામ.
૨ ફૂલકો-ફૂક્કો. ૩ આફી લાફી-એલ ફેલ.

ધાન્ય ચઢાવો ચૂલે કદી તો, પાણીથી જાય રંધાઈ;
સાંધો લગાડો લાકડાને તો, જાણે ગયું સંધાઈ;
તેવો સાંધો ન લાગે રે, ગાંગડુ મરો બાફી. સાધુ૦ ૪
નિંદા કરનારા હારીને બેસે, લાજી પેસે ઘરમાંય,
સારૂં માઠું નવ સંતને કાંઈ, સાંઇ મળિયા જાણો ત્યાંય;
બાપુ સત્ય બોલે રે, સુખ દુઃખ રે'શે હાંફી. સાધુ૦ ૫

## કાફી ૨ જી.

પરોપકાર દેખો રે, જઈ તો તો ત્યાં જમજો;
નહિ તો નવ ભમજો રે, દેહડી નવ દમજો. ટેક. ૧
ઝાડને જોઈ ગુરૂને જો જો; ઝાડને સ્વારથ સોય,
ફળ ખવરાવે વાયરો આપે, કાપે તો દુઃખ ન હોય;
જો જો તમે એવું રે, વશી મનમાં ગમજો. પરોપકાર૦ ૨
બીજો તો તમે પાંડજ જો જો, કરજો કંઈક વિચાર,
પરોપકાર જુઓ તમે એનો, લેજો માંહીથી સાર;
પછી ગુરૂ કે'જો રે, રીઝી કને રમજો. પરોપકાર૦ ૩
જગત તરશ્યું તેમાં શું એને, પાણીના મોકલે ભાર,
કાળમાં તારૂં રક્ષણ કરે છે, કરતો નથી વળી સોર;
ઉપકારી એવો રે, જોઈ પૂંઠે ભમજો. પરોપકાર૦ ૪
મેઘના ગુણ તો એવા જાણજો, ગુરૂમાં ધરજો ધ્યાન,
અજ્ઞાનની જો અણી કાઢે તો, દેજો તેને જઈ માન;
બાપુ એવા જોઈ રે, શાંતપણે શમજો. પરોપકાર૦ ૫

## કાફી ૩ જી.

બોલે જ્ઞાન વાણી રે, સારો માઠો નવ જુવે;

---

૧ જમજો–જામજો–સ્થિર થજો.

બાઈને ભાઈરે, પૂછે તેનો સંશય ખુવે. ટેક. ૧
આ સ્થળ સારૂં ને પેલું ઓવારૂં, એવી મૂકે માથાફોડ,
દુખીઓ કે સુખીઓ આવે પાસે, તેના પહોચાડે કોડ;
ધ્યાન એક ધણીનું રે, સુખ દુઃખે નવ રૂવે. બોલે૦ ૨
જાણે આત્મા દેહનો સંબંધ, દેહ વિકારમાં આત્મારામ,
જન્મ મરણમાં સંશય નાહીં, રીઝાવે સુંદરશ્યામ;
એક નીમ એવો રે, મેલું દેખી તર્ત ધૂવે. બોલે૦ ૩
વાયરા જેવી ટેકજ પાળે, મને ધરે એવું ધ્યાન,
સર્વ જગાએ વાવું સ્વતંતર, ફૂલ નરકનું તજી માન;
એવો સંત જોઈરે, ડૂબો તેને જ્ઞાન કૂવે. બોલે૦ ૪
કલિયુગમાં એવો કોક લાધવો, સતયુગમાં જેની છાંટ,
જ્યાં ત્યાં જોઇએ ત્યાં મનડું તપે છે, નરકની મોટી ઘાંટ;
સાચો જુવો જ્યારે રે, સો મણની સેજે સૂવે. બોલે૦ ૫

## કાફી ૪ થી.

જો જો તમે પેલું રે, રૂપ કેવું સંતતણું;
પગલું પછે માંડો રે, તો તો પામો તમે ઘણું. ટેક. ૧
પરાધીન નહિ પણ પરાધીનતા, જો જો તમે સંતમાંય,
કોઇ બોલાવે ત્યાં જઇને બેસે, ના નવ કે'તા ત્યાંય;
જોઇને એવું રે, ગુરૂપણું જાણો ગણ્યું. જો જો. ૨
ગાડીમાં બેસો તો તેમાં બેસે, પગે ચાલે તો કે'શે ચાલ,
બાળક વૃદ્ધ બરાબર જાણે, તેવાને જઈ ભાળ;
રૂપ એવું રૂડું રે, રીઝો જ્યારે જુઓ બણ્યું. જો જો૦ ૩
મારે તો નવ ઉચ્ચાટ ધારે, પૂજે તો નવ ખુશી થાય,

---

૨ ઓવારૂં-તજી દેઉં.

સાય કરે કોઈ તોયે ઠીક છે, સારૂં માઠું આવ્યું ખાય;
ગુરૂ રાય કે'જો રે, વાન જુઓ તેનું વર્ણ્યું.　　જો જો૦　૪
આપે તેનો નહિ આનંદ અંગે, લઈ જાય તેનું ન દુઃખ,
ખવરાવે તો ખાયે સાધુ, નહિ તો જણાવે નહિ ભૂખ;
એવો જોઈ ગુરૂ રે, બાપુએ જ્ઞાન શર્ણ્યું.　　જો જો૦　૫

## કાફી ૫ મી.

જો જો વળી બીજું રે, ઓળખાણ આપું અમો;
વિચારજો તમે રે, શાંતપણે સારો સમો.　　ટેક.　૧
સર્વમાં વ્યાપક ગુરૂજી જાણીએ, ને અલગ આઠે જામ,
સંગ રંગમાં નિશદિન રમે પણ, ન્યારો જાણે આત્મારામ;
કામ થશે તેવે રે, બીજાથી ન દેહ દમો.　　જો જો૦　૨
ભળી ગયેલા તે દેખાયે, પણ ભેદ એક મોટો,
છે સમજવો ખરો એ ભાઈ, નવ જાણીશ તું ખોટો;
જોટો નવ લાધે રે, એવા ગુરૂ તને ગમો.　　જો જો૦　૩
પરોવાયે છે સહુમાં પણ, તેહ મોતીની પેઠે નહિ,
જાણે જેહ જૂદો છું સૂત્રથી, જ્યાં ત્યાં જાણે એવું સહી;
કહી વાત સાચી રે, નમો જોઈ તેવો તમો.　　જો જો૦　૪
પાણીએ ન પલળે ને રજે ન લેપાયે, સ્વચ્છ જેનું શરીર,
દૃઢતા જોઈને શૂરા હારે, એવો જો જો તમે વીર;
બીડ ભાંગે એ તો રે, બાપુ કહે નમો નમો.　　જો જો૦　૫

## કાફી ૬ ઠ્ઠી.

ખાય મળે જેવું રે, અલમસ્ત મતબાલો;
જોગી તેને જાણો રે, લાગે મને મન વા'લો.　　ટેક.　૧
સારૂં નરતું પ્રાણને નહિ જેમ, મન બુદ્ધિ ઘડે ઘાટ,

તેમ સારૂં નરતું ભોજન નવ જાણે, પીરસનારો પૂરે ટાટ;
ઊદર તો ભરતા રે, એ'વાને જોઈ મા'લો. ખાય૦ ૨
આહાર કરવો તે એટલા માટે, મન ભમતું નવ થાય,
એટલું કારજ હોય નહિ તો, બલા સંતની ખાય;
એવા ગુરૂ મોટા રે, જોઈ પંથ રૂડે ચાલો. ખાય૦ ૩
સ્વાદ કરે તો જાણે ગુરૂજી, વિક્ષેપ થાય અપાર,
સૂક્ષ્મ આહારી રે' સાધુજી તેમાં, જોજો વિચારી સાર;
પાર પામો તેવે રે, જોઈ એવો છેડો ઝાલો. ખાય૦ ૪
ધીર ધણીની ધારણ એવી, નીરાંતની એહ નીરાંત,
મૂર્તિ જોઈ મનડું રીઝે, દેખાડે આત્માકાંત;
શાંત તો સાચા રે, બાપુ જોઈ દુઃખ ટાળો. ખાય૦ ૫

કાફી ૭ મી.

ગુરૂ જુઓ ઘે'લા રે, દાગીનાથી નહિ શોભે;
શોભા બીજી દેખી રે, દીપે બેઠા જે મોભે. ટેક. ૧
જ્ઞાનના ઘરેણાંથી શોભા બની રે', જાણે ઉગ્યો છે ભાણ,
બોલવું એટલું બોલી બતાવે, વ્યર્થ ન બોલે વાણ;
એવા ગુરૂ દુર્લભ રે, ચિત્ત મારૂં ત્યાંહી થોભે. ગુરૂ૦ ૨
તપથી દિવ્ય રૂપ થયું છે, કૃશ છે અંગ અપાર,
વસ્ત્ર ભૂષણ જ્ઞાનનાં પે'રી, બેઠા જે અવિધાર;
સોનું શોભે તેણે રે, મારૂં મન તો લોભે. ગુરૂ૦ ૩
અંકળામણ તે જાણે નહિ, સહે પડે દુઃખ જેહ,
દેહનાં દુઃખ તે દેહ ભોગવે, જોગવે જુક્તિ એહ;
તેહ ગમે અમને રે, ખાંતેથી જે નવ ખોભે. ગુરૂ૦ ૪
રાજા આવી રંજાડવા ઉભો, તેને દિયે જવાબ,

૩ કૃશ—સૂકાયલું-પાતળું. ૪ ખોભે—(ક્ષોભે) ક્ષોભ પામે.

આડી તેડી કંઇ વાત ન બોલે, દેતા ન તેને શાપ;
ધીર બાપુ એવા રે, બોલાવ્યા નવ ચોભે. ગુરૂ૦ ૫

કાફી ૮ થી.

મઢી જુઓ તેની રે, જોશો નહિ માંહી બીજું;
( એક ) આપ ને પુસ્તક પડિયું રે, ટોળું સંતનું ત્રીજું. ટેક. ૧
વસ્તીમાં વાસ કરે નવ વિઠલ, જેજેના નવ શબ્દ,
પૂજા કરાવે નહિ પરમેશ્વર, કશામાં મન નહિ લબ્ધ;
ગુરૂ એવા કોઇ રે, જોઇ હૃદયે ભીજું. મઢી૦ ૨
તમે પાત્ર ન ભાળો ગુરૂજી પાસે, એક પાત્ર ધરે ગુરૂ દેવ,
પેટ પાત્ર તો રચ્યું પે'લેથી, તેની જેવી તેવી કરે સેવ;
ધન્ય ગુરૂ દેવા રે, તન મનથી રીઝું. મઢી૦ ૩
પુસ્તક સંત વસે ગુરૂ નિકટ, તેમાં નહિ સંતાપ,
આવી મળ્યું તો પુસ્તક વાંચે, શિષ્ય પૂછે તો ફેડે તાપ;
જપું જાપ તેનો રે, બીજા પર હું ખીજું. મઢી૦ ૪
ધન જોઇએ નહિ સેવાકાજે, મન જોઇએ નિશ્ચિંત,
પ્રશ્ન પૂછે તેની કથા ચલાવે, નિર્મળ થાય જેમ ચંત;
બાપુ સંત એવા રે, ઢોંગીને જોઈ સીજું. મઢી૦ ૫

કાફી ૯ મી.

ગતિ કેવી ગુરૂની રે, સુણો તમે શ્રીમંતો;
લક્ષણ જોઈ આવાં રે, ઓળખી લેજો સંતો. ટેક. ૧

---

૫ ચોભે–શરમાય–દીન થઇ જાય.

૧ આપ—પાણી. ૨ વિઠ્ઠલ—વિઠ્ઠલરૂપી ગુરૂ. જેજે ઇ૦–તેને 'જેજે જેજે' એવા શબ્દ પ્રિય નથી હોતા.

૪ પુસ્તકસંત–સંત એજ પુસ્તક. ૫ સીજું—અર્થાત્ દાઝું. અથવા નરમ પડી જાઉં.

કોઈ ઠામ નહિ વા યોગ્ય નહિ ત્યાં, છાના વસતા આપ,
આડંબર તો હોય નહિ એમાં, પણ છૂપાવે થાય ન તાપ;
સંતાપ ન બીજો રે, એવો એ ગુણવંતો. ગતિ૦ ૨
સંત સમાગમ થાવાનો જ્યાંહી, પ્રકટ થાય પરમેશ,
ચર્ચા ચલાવે ગુરૂજી ગરવા, સંભારે પિયારો દેશ;
એવો ગુરૂ જોઈ રે, માનું હું તો ભગવંતો. ગતિ૦ ૩
કોઈ મુક્ત થવાનો મારગ ખોળે, તેનું કરે કલ્યાણ,
ખાવા પીવાની વાત ન બોલે, કલ્યાણની એક વાણ;
ચિત્ત ચોખું તેનું રે, જ્ઞાન જેહ વેંચંતો. ગતિ૦ ૪
ભૂખે ભટકતાં ખાવા કો આપે, તેનાં બાળે સહુ પાપ,
દેવ દાનવે દીધેલો ટાળે, ઘણો ગુન્હાનો શાપ;
મીર વીર એવો રે, બાપુ જ્ઞાન વહંતો. ગતિ૦ ૫

## કાફી ૧૦ મી.

વિચાર એક રાખે રે, ગુરૂજી જેહ ગરવો;
સુણે કોઈ સાસે રે, શ્રોત્રનો જે શરવો. ટેક. ૧
એક વિચારમાં ધ્યાન નિરંતર, જેથી જાગે વૈરાગ,
તારી મારી કંઈ વાત ન તેને, સારા માઠામાં નહિ અનુરાગ;
એવો ગરૂ જોઇ રે, ભાઈ તારે પગ ધરવો. વિચાર૦ ૨
કાળનું કામ તો જોયા કરશે, ડર નહિ મન લગાર,
નિશદિન અજપા જાપ જપે, તુલના સાર અસાર;

---

૨ કોઈ ઠ૦—જ્યાં કોઇ ઠામ (ઘર વગેરે નિવાસ) અથવા યોગ્ય (રહેવા યોગ્ય જગા) ન હોય ત્યાં ગુરૂ આપ છાના વસતા. છૂપાવે થ૦— તેમ છતાં પણ તે છૂપાવ્યાથી તાપ (ઉપાધિરૂપી) થાય નહિ, માટે છૂપાવે છે. ૩ પિયારો—પ્યારો.

૨ અનુરાગ—પ્રીતિ.

ધન્ય ગુરૂ એવા રે, સંગ જોઈને કરવો. વિચાર૦ ૩
એક મરે અને અનેક અવતરે, તે સમજે મતિમાન,
પૂછે તેને એહ સીધી બતાવે, સમજની રૂડી સાન;
માન તેવા ગુરૂને રે, તારે મનમાં ધરવો. વિચાર૦ ૪
કાળનું ચવાણું સંત ને સાધુ, જાણે તેને નહિ તાપ,
ઉપદેશ એવો ફરેજ નિરંતર, સગુ નહિ માને બાપ;
બાપુ ધીર એવો રે, નીરાંતનો નેહ ભરવો. વિચાર૦ ૫

## કાફી ૧૧ મી.

જાણે એક સાચું રે, પૂછે તેને કે' પોતે;
તર્યા આપ તેથી રે, તારે પેઢી[૧] શિષ્ય સોતે. ટેક. ૧
વૃદ્ધિકેરૂં ગુરૂ રૂપ જાણે, વખાણે વખોડે સાર,
બંધે[૨] કહીને નિર્ણય બતાવે, પહોચાડે પરિયાં પાર;
એવા ગુરૂ સાચા રે, સુણો તમે જે કો' તે. જાણે૦ ૨
હાનિ જાણે જે આ માંહી રહી છે, બતાવે તેનો વિવેક,
માને નહિ તે મારજ ખાયે, એકવાર કે'વાનો ટેક;
એવા ગુરૂ કોઈ રે, મળશે જોત જોતે. જાણે૦ ૩
ઘટવધને એક કરીને, સમજાવે તેની સાન,
જગતમાં જશ વાધ્યો જેનો, વખાણાએ છે વાણ;
નમું અમો તેને રે, હનારૂં હશે હોતે. જાણે ૪
ગર્ભની ઉત્પત્તિ ક્યાંથકી, એને ક્યાં વસવાનું ઠામ,
અંતર બા'રનું જાણે સહુ એ, નિશદિન અજપા કામ;
બાપુ નામ નિશ્ચે રે, ડરે નહિ જે મોતે. જાણે૦ ૫

---

૧ પેઢી શિષ્ય–શિષ્ય પરંપરામાં થએલા શિષ્ય. ૨ બંધે–વૃદ્ધિ અને હાનિ–લાભ અને ખોટ. પરિયાં–પૂર્વજ.

## કાફી ૧૨ મી.

ઉદાર એ કેવા રે, વળી મનના મોટા;
ગ્રહે એ તો કેવું રે, પરચાના નહિ ખોટા. ટેક. ૧
ઇંદ્રિયો જાળવવા જેટલું, ગૃહ કરી આપે કોઈ,
અન્ન ધન પણ તેટલું લેશે, સાચવ્યાની તજે સોઇ;
લલુતા ન બીજી રે, આ મારા લોટી લોટા. ઉદાર૦ ૨
જોઈતું લીધું એ પણ જાણો, માગે આવી કોઈ પાસ,
તુર્ત આપતાં વાર ન કરતા, લુબ્ધાએ નહિ આશ;
ફિકર નહિ બીજી રે, જેના જુગે નહિ જોટા. ઉદાર૦ ૩
કાલે ખાવાની કાલ પડી છે, આજની કરશે વાત,
પળ વિપળની રે આશ ન ધારે, જુએ નિહાળી જાત;
તેને નવ રે'તા રે, કશી વાતના ટોટા. ઉદાર૦ ૪
અબુધ ભૂલે જેમ આત્માને, દેહનો જોઈ સંબંધ,
તેહતણો એ તો વિવેક કરતા, સાંધે સાંધો ખરી સંધ;
અંધ ટાળી આશા રે, બાપુ કે'તા સહુથી છોટા. ઉદાર૦ ૫

## કાફી ૧૩ મી.

આસક્તિ ન એકે રે, ખરા સંત તો ધરતા;
જાણે એક આત્મા રે, જેહ કરતા હરતા. ટેક. ૧
સૂવું નીરાંતે ને બેસવું વાતે, ફરવું હરવું એ ફોક,
ઊભાં ઊભાં રહી કીર્તન કરવું, રાજી થાય જેથી લોક;

૫ વિવેક-અસત્ જડ અને દુ:ખરૂપ દેહથી સત્, ચેતન અને આનંદરૂપ આત્મા જૂદો છે એવો વિભાગ. સાંધે ઈ૦—ખરી સંધ (સંધિ) જોઇને સાંધો સાંધે. અંધ ટા૦-આંધળી આશાને ટાળીને તે પોતાને સહુથી છોટા કહેતા.

આસક્તિ ન એવી રે, ધીરતા મન ભરતા. આસક્તિ૦ ૨
નિ:શંક નહિ તેમ શંક ન આણે, નિ:શંક શંકનો જાણે ભેદ,
પ્રમાણમાં એક માને કહું તે, તત્વ કહ્યું ચારે વેદ;
બીજું ન મનમાં રે, પર દુ:ખમાં મરતા. આસક્તિ૦ ૩
છોકરાં હોય કદી સંતને ભાઇ, તેના ઉપર નવ પ્રીત,
હા હા ભાઇ તમે બેઠા છો, એમ રમાડવાની ન રીત;
નીત રૂડી પાળે રે, ભજન ભલું કરતા. આસક્તિ૦ ૪
આસક્તિ આત્મામાં રાખે, તે પણ એક ઓળખાણ,
અવડી ચવડી સુણે ન કદાપિ, તેના તે મુખની વાણ;
માન કહ્યું મારૂં રે, બાપુ બુરૂં પરહરતા. આસક્તિ૦ ૫

## કાફી ૧૪ મી.

ઇંદ્રિવાળા હોય સાધુ રે, તોય તેને નવ પોષે;
દર્શી સારી શોભા રે, તોય તેના પર રોષે. ટેક. ૧
શરીર શક્તિ સારી જુએ પણ, કરે ન ઉદ્યમ એક,
ઉદ્યમ કરતાં ધન મળે તેથી, વિસરાયે વિવેક;
ટેક એવી રાખે રે, ખાંતે બીજું સહુ ખોશે. ઇંદ્રિવાળા૦ ૨
સારૂં નરતું જો વસે ન મનમાં, તો શું ઉદ્યમનું કાજ,
શરીરરૂપી પારેવો નિશ્ચે, ઝાલી જવાનો બાજ;
ઉદ્યમ કામ ન લાગે રે, બેઠા બેઠા રોશે. ઇંદ્રિવાળા. ૩
ઉપવાસ થાય અનંત કદાપિ, સો લાંઘે જાય આંખ;
ઇંદ્રિયો ઓછી કરવા ધારે, તેને શી ઉદ્યમ ઝાંખ;

---

૨ ધીરતા–ધીરપણું. ૩ પ્રમાણમાં ઇ૦–જે ચારે વેદમાં તત્વ કહ્યું છે તે તત્વ માત્ર પ્રમાણમાં તે બીજાને બતાવે છે એમ હું કહું તે તું માને–માન.
૫ અવડી ચવડી–ભલી ભૂંડી.
૩ પારેવો—કબુતર.

ભૂખે મરે નાહીં રે, ખરે એક સંતોષે. ઇંદ્રિવાળા૦ ૪
થોડું મળે તો થોડું ખાયે, ધાયે ન વધારે માટ,
તેમજ કો' પછે તેને કશ્યો છે, ઉદ્યમનો ઉચ્ચાટ;
ખરી ખાંતે ખેલે રે, બાપુ જોષ શા જોશે. ઇંદ્રિવાળા૦ ૫

## કાફી ૧૫ મી.

જોગી જન જુઓ રે, જનકવિદેહી જતિ;
સમૃદ્ધિ મળી સારી રે, નવ ચળી જેની મતિ. ટેક. ૧
તેવી મતિ જેની નવ ચળતી, જોગી જાણો તેહ,
પંથ ચલાવે ને પરોણો બને તે, જોગી ન સમજવો એહ;
પંથ કદી ચાલે રે, તેને અડકે ન રતિ. જોગી૦ ૨
વૈભવથી તો વેગળા રે'તા, ખરા જોગી જેનાં નામ,
મગ્ન મસ્ત જણાયે તે તો, હૃદય ગંભીર તમામ;
એવા જોગી જો જો રે, સતે હારે મોટી સતી. જોગી૦ ૩
કાળથી પાર અપાર છે આઘા, મૂકેલા રાગ ને દ્વેષ,
નિર્વિકાર નિરંજન જેવા, દર્શે ન કાંઈ વેષ;
નિશાની એ ભાખી રે, ગઇ જ્યાં સુધી ગતિ. જોગી૦ ૪
વધે ઘટે નહિ લોકને બોલ્યે, તોલે બ્રહ્માનંદ તન,
મન મારી જેણે માટી બનાવ્યું, તેવું જાણે જે ધન;
બાપુ ગુરૂ તેવો રે, મળે તો કરો ધર્મપતિ. જોગી૦ ૫

## કાફી ૧૬ મી.

માયાએ બનાવ્યા રે, મૂકે એ તો વૈભવને;
રટે નામ નિશદિન રે, અંતરજામી રાઘવને. ટેક. ૧
સોના રૂપાનો સ્પર્શ ન કરતા, તાંબું પીતળ તેવું મન,

---

૪ રાગ—પ્રીતિ. ૫ તોલે ઇ૦—બ્રહ્માનંદમાં પોતાના તનને તોળે.

ઓળે ન લે એવું કાંઈ નહિ, અડક્યે અભડાતો નથી ધન;
પણ ત્યાગે મનથી રે, ભજી એક માધવને. માયાએ૦ ૨
રાતાં પીળાં નવ પે'રે ગુલાબી, બીજાં રંગ બેરંગી જાણ,
ધોળાં વસ્ત્ર ધરેજ નિરંતર, માણે પદ નિરવાણ;
મોહ બીજો મૂક્યો રે, દમે રૂંધ્યો પવને. માયાએ૦ ૩
લાલચને તો લાત લગાવી, લોભ ન દર્શે કાંઇ,
રાત દિવસ તો રટન કરેછે, સંભારે મારો સાંઈ;
માયાને તો મારી રે, લોટ ખાઇ જવને. માયાએ૦ ૪
બ્રહ્મજ્ઞાની કંઈ ભૂલા પડ્યાછે, પણ ઉઠી ગયા છે ઘેર,
પ્રારબ્ધ યોગે દૂષિત થાય તો, રાખે ન તે પર વેર;
સત્ય કહે બાપુ રે, ભક્તિ છોડશે ન વને. માયાએ૦ ૫

## કાફી ૧૭ મી.

રમતા રામ જોગી રે, વસતા કેવી રીતે;
તેનો ભેદ બતાવું રે, અમો આજ તો મીતે. ટેક. ૧
એક ઘરમાં એક વનમાં ન વસતા, એક ગામ ન નગર નિવાસ,
બંધ થાય કે બેડી તોડીને, ચાલતા જે અવિનાશ;
ખરા સંત એ તો રે, બંધાય નહી પ્રીતે. રમતા૦ ૨
શાસ્ત્ર પુરાણ ખોટાં નવ ભાખે, લે તેમાંથી જે સાર,

---

૨ ઓળે—છાંયે. ૪ લોટ ઈ૦—જવનો લોટ ખાઇને. ૫ બ્રહ્મજ્ઞાની ઇ૦—કંઇક બ્રહ્મજ્ઞાનીઓ એવા ત્યાગમાંથી દૂષિત થઇ ભૂલા પડયા છે (તેમણે ફરીને પાછો ત્યાગ સંભાળ્યો નથી.) પણ તે ઊઠીને ઘેર ગયા છે; પણ આ જ્ઞાની તો પ્રારબ્ધ યોગથી દૂષિત થાય તથાપિ તે દોષ પર કે દૂષણ આપનાર પર વેર રાખતા નથી.

૧ મીતે—માપમાં-ટૂંકામાં.

બગડયું હોય ત્યાંથી સુધારે, રાખેજ ભારેભાર;
બ્રહ્મવિદ્યા ભોગી રે, જેને નવ કોઇ જીતે. રમતા૦ ૩
કોઠાર એક કોઠીનો રાખ્યો, બીજું તજે તમામ,
તસ્કર જો મઢી માંહે આવે, તો દેખે સુંદરશ્યામ;
એવા ગુરૂ ચોખ્ખા રે, બોલે બી'તે બી'તે. રમતા૦ ૪
એ લક્ષણ વિનાનો લહો જોગી તો, ધક્કા મારજો બાર,
ગુણ કહ્યા હોય તેવા રહે, તો દંડવત કરજો સાર;
બાપુ શું બોલે રે, કાળ કેટલા વીતે. રમતા૦ ૫

## કાફી ૧૮ મી.

સંગ ન કોનો રે, તું તે ભાઈ નહિ જોશે;
તેહ કહે બાપુ રે, સંશય સહુ ખોશે. ટેક. ૧
સ્ત્રીનો સંગ નહિ ગુરૂદેવા, મનસા વાચા નહિ નામ,
કાષ્ટની સ્ત્રીનો સ્પર્શ નહિ, જાયે ન એણે ગામ;
કામ થાય તેનું રે, બીજા ગુરૂથી રોશે. સંગ૦ ૨
દયાળું દેવ ગુરૂજી તેથી, બાળપણ પરણ્યા અજાણ,
જનકવિદેહી જેવા ક્રમે, તો તો જાણો સુજાણ;
ગુરૂ એવા જોઇએ રે, ભેટો હોય જો કોશે. સંગ૦ ૩
પાંચ પ્રાણી પાંચ વિષયે બંધાયાં, આ પ્રાણીને વિષય પાંચ,
યોગી હશે તે અલગ બિરાજે, જેને અડશે ન ઉની આંચ;

---

૩ ભારેભાર–ગોળગોળ–ગોટાળો હોય તેવોને તેવો. ૪ એક કોઠીનો–પેટ માત્રનો.

૩ દયાળું દે૦–ગુરૂદેવ દયાળું છે તેથી જો અજાણમાં બાળપણે પરણ્યા હોય તો જનકવિદેહીના જેવા ક્રમથી તેનું પોષણ કરે. કોશે—(કોસ) ગાઉપર.

કે'જો ગુરૂ તેને રે, અતિ ઘણે સંતોષે. સંગ૦ ૪
ભ્રમ ભારી ને ખીસા ખાલી, ગુરૂ નહિ એ કામ,
ડાલા માલા અને સભર ભરિયા, જપજો આત્મારામ;
બાપુ ધીર એવો રે, નીરાંત ન્યાળ્યા ન રોશે. સંગ૦ ૫

## કાફી ૧૯ મી.

યોગીને મળે શું શું રે, તે તો હું કહું આજે;
એકલો જો બેઠો રે, ઊજડ વનમાં રાજે. ટેક. ૧
ધન કમાય મહામહાશ્રમથી, તે લઈ જાય યોગી પાસ,
ઠાલે હાથે જવાય નહિ, દર્શન કરવા દાસ;
ધન એમ આવે રે, સમાણા સહુ સાજે. યોગીને૦ ૨
મન ગમતું ભાઈ વસ્ત્રજ લીધું, યોગીને અરપ્યું તેહ,
જાણે સફળ થાયે જન્મ અમારો, વણ શ્રમ વરસે મેહ;
ભાગ્ય રતિ એવી રે, લાગે અન્યનું કાજે. યોગીને૦ ૩
સાંચનારે સાંચી સાંચી રાખ્યું, કોઈ દિવસ કર્યાં પકવાન,
રમતા રામ જઈ ચઢ્યા ત્યાંહી, જમિયા સ્વયં ભગવાન;

---

૪ પાંચ ઈ૦–હરણ આદિ પાંચ પ્રાણી શ્રવણાદિ એક એક વિષયથી બંધાયાં છે તો આ મનુષ્ય પ્રાણી જેને પાંચ વિષય વળગ્યા છે તે બંધાય તેમાં શું આશ્ચર્ય ? જેમ પુરાણમાં કહે છે કે " कुरंगमातंगपतंगभृंगमीनाहताःपंचभिरेवपंच । एकप्रमादीसकथंनहन्यतेयःसेवतेपंचभिरेवपंच " અર્થ "હરણ, હાથી, પતંગ, ભમરો ત્મને માછલું, એ પાંચ પ્રાણી અનુક્રમે શ્રવણ, સ્પર્શ, રૂપ, ગંધ અને રસ વિષયથી લોભાઇને નાશ પામે છે તો જે અસાવધ મનુષ્ય એકજ હોઈને પાંચ ઈંદ્રિયવડે પાંચ વિષયને સેવે છે તે કેમ ન નાશ પામે "?

૫ નિરાંત ઈ૦–જેણે નિરાંત ગુરૂ નિહાળ્યા છે તે રોશે નહિ.

૨ સમાણા ઈ૦–સમાયા–સઘળા સાજવડે રહી શકયા. ૩ કાજે—ઉપયોગમાં.

અન્ન મળે એવું રે, યોગી રહે પણ માઝે. યોગીને૦ ૪
આ વાત તો શુદ્ધ જોગીતણી છે, ભોગીને શિક્ષા રૂપ,
ઢોંગીડા ઘણા ભૂખે મરે છે, ઢોંગી થાય કો ભૂપ;
બાપુ જે સાચા રે, દયા તેહને ગાજે. યોગીને૦ ૫

કાફી ૨૦ મી.

ગાન તાન ન ગમતું રે, લીધી જેણે ઉદાસી;
મન જેનું ન ભમતું રે, માયા થઇ છે દાસી. ટેક. ૧
ઢોલ વજાડે ને કીર્તન કૂટે, કાંસીતણો ઘોંઘાટ,
એ ગાન તાન તો જ્ઞાન ચૂકાવે, સાચા સિદ્ધને જોઇએ ઉચ્ચાટ;
આનંદ ત્યારે આનંદ રે, રખડે નહિ સંન્યાસી. ગાન૦ ૨
તુંબની માંય કોઈ દેવ બિરાજે, તારમાં ત્રિભુવન ભૂપ,
એવું એવું કહીને સમજાવે, ચળે ન જોગી અનુપ;
તુંબ નામ જાણ્યું રે, ગયાં ગાન સહુ નાસી. ગાન૦ ૩
દૂરથી કાંઇ શબ્દ સુણે તો, કાનને ઢાંકે પાણ,
અનહદનાદનું ગાયન કરતા, ખરા જોગી જંગમ સુજાણ;
એવા જોઈ ભેટો રે, મળે ગયા ને કાશી. ગાન૦ ૪
નિરંજનનું ગાયન મુખથી, કે ગાયન અવિનાશ,
આત્મારામમાં મગ્ન છે નિશદિન, છૂટેલા સર્વે પાશ;
બાપુ સંત એવા રે, કોક જોયા તપાસી. ગાન૦ ૫

કાફી ૨૧ મી.

યોગી એકીલા રે, નહિ જેને સંગ કોઇ;

---

૨ ઉચ્ચાટ—( ગાન તાનથી ). ૩ સમજાવે—બીજા તંબુરિયા ભક્ત. તુબ ઇ૦-કાં તો " તુંબ " ત્વં—તું ( ઈશ્વર ) નામ જાણ્યું એટલે સઘળાં ગાન તાન નાસી જશે એવો અર્થ કે કાં તો તુંબ નામ જાણવાથી ( ગાન નહિ પણ ) જ્ઞાન સઘળાં નાસી જવાનાં.

શિષ્ય જે સાચા રે, તેની સોઇ નવ જોઇ. ટેક. ૧
એકલો વાંસ વસે જંગલમાં, અખંડ આઠે જામ,
ભેગા થાય કે સળગી ઉઠેછે, વેંચવું છે કશું દામ ?
સિદ્ધાંત એ જાણે રે, વસે જોગી સહુ ખોઇ. યોગી૦ ૨
ઘૂઘરો એક હશે બાંધેલો, અવાજ તેનો નવ થાય,
દશ વીશ જો મળી બેસે તો, ઘોંઘાટથી માર ખાય;
સુખ ન શમણે રે, કર્યું કાર્યું નાખે ધોઇ. યોગી૦ ૩
એ સિદ્ધાંત સમજીને સાચો, એકલો રે' યોગીરાજ,
કર્મ યોગે વસ્તીમાં વસવું, તોપણ એકલો રાજે રાજ;
સુખ સહુ એકે રે, ઝાઝે મુઆ છે રોઇ. યોગી૦ ૪
પરચો અને ધન સંગ્રહ નહિ જો, તો એકલાં રે'વાય,
નહિતો વગર બોલાવી આવી વળગશે, અહીંથી તહીં બલાય;
બાપુ એકીલા રે, શાણા સુખી હોઇ. યોગી૦ ૫

## કાફી ૨૨ મી.

ભજન સુણો તેનું રે, ખરા જેહ છે જોગી;
મન જેનું નિર્મળ રે, નહિ તનના રોગી. ટેક. ૧
ઉપાધિ રહિત હે! ઇશ્વિર મોટા, સ્વયંપ્રકાશ અનુપ,
આત્મારામ અખંડ સુહાગી, બ્રહ્મજ્ઞાની કે ભૂપ;
સચરાચર સાચા રે, અભોગી અને ભોગી. ભજન૦ ૨
અનુભવાત્મક આનંદ રૂપા, અજર અમર અવિનાશ,
મોક્ષરૂપ છો સર્વમાં વ્યાપક, આદિ પુરૂષ પ્રકાશ;
અમર અજ દેવા રે, છેલતણી છોગી. ભજન૦ ૩

---

૧ સોઇ ઇ૦-સાચા શિષ્યોની.સોઇ પણ તેમણે જોઇ નથી-તેમનાથી મળતી અનુકૂળતા ઉપર ધ્યાન આપતા નથી. ૩ ઘૂઘરો ઇ૦-ભાગવત એકાદશમાં કહેલું કુમારિકાની ચૂડીઓના ખડખડાટનું દૃષ્ટાંત સરખાવો.

આવાં નામ જપે નિશદિન તો, આનંદમાં રંગરોળ,
દ્વૈત ભાવ ન મુખથી દર્શે, અદ્વૈતનો એક બોલ;
જ્ઞાની એહ પૂરા રે, સાંખ્યયોગકેરા યોગી. ભજન૦ ૪
સર્વેનો સાર લઈ કર્યો નિશ્ચે, આત્મારામ છે પાસ,
માળા તુલસી મનની કરી છે, ફૂલ પાન સુવાસ;
બાપુ સંત એવા રે, ભજો મુક્તિ તો હોગી. ભજન૦ ૫

કાફી ૨૩ મી.

સંત સમજાવ્યા રે, તેવાને ભજો તમે;
બીજા નામ બોળું રે, કહું તે માનો અમે. ટેક. ૧
જે લક્ષણ અમો દાખવિયાં, તે ચારે વેદ ગાય,
પુરાણ કુરાનમાં એમ કહ્યું છે, માને નહિ તો ખત્તા ખાય;
સાચી વાત માનો રે, કદા ભાઇ મને ગમે. સંત૦ ૨
ખટશાસ્ત્ર તું તપાસી જોજે, સાધુતણું એજ સ્વરૂપ,
બીજું દર્શે તે જાણો બૂડેલું, કે નથી થયા તદ્રૂપ;
શોધી શોધી ભાખ્યું રે, દુઃખ ખોટું અમને દમે. સંત૦ ૩
જો તુજમાં ગુરૂમાં અંતર નહિ તો, શેનો માને ગુરૂરાય,
ઉપદેશથી કદા વડો થયો તો, ગુરૂની માનવી સા'ય;
એમ ન હોયે રે, તો તો તું રખે નમે. સંત૦ ૪
કીર્તિ સાંભળી જા ગુરૂ પાસે, સુણે તેવું ત્યાં દેખ,
નજર ઠરે નહિ તારી કદાપિ, મો'વાઇશ નહિ નિમેષ;
આશ્ચર્ય પ્રીતિ રે, નીતિ તો જોઇ સમે. સંત૦ ૫

કાફી ૨૪ મી.

તારે કાજે કહુંછું રે, મારે હવે શાની પડી;
ગુરૂગમ લાધી રે, મને તો પડી જડી. ટેક. ૧

---

૫ હોગી—( હોયગી ) થશે. ૫ નિમેષ–ક્ષણ વાર પણ.

તેમ અલ્યા તને કેમ મળશે, વિચારી જો મન,
તન વિષયી છે તારૂં અલ્યા, વા'લું લાગે ઘણું ધન;
અમે એ સહુ મૂકયું રે, દાળભાત જમવી કઢી. તારે૦ ૨
હું અથડાયો તે દુઃખ તારૂં જાણી, વદું અમૃત જેવા બોલ,
વણિક હો તો કાંટે ચઢાવો, કરી જુઓ કો'નું ઘણું તોલ;
નમે જેહ બાજુ રે, તેમ તમે જાજો અડી. તારે૦ ૩
બ્રાહ્મણ હો તો પુસ્તક જો જો, મારૂં કેવું છે અસત્ય ?
તુલનાએ જો લાગે ખરૂં તો, માનજો મારી મત્ય;
ખરી વાત કે'વી રે, જાણું નહિ માયા મઢી. તારે૦ ૪
શૂદ્રને તો આ સીધી છે વાતો, નહિ ગુંચવણનું નામ,
ગાયકવાડ જો નામનો બાપુ, તો ક્ષત્રીનું થઇ ગયું કામ;
પરમધામ પામ્યા રે, જ્ઞાનગલી દીઠી વડી. તારે૦ ૫

---

૪ માયા મઢી— માયાને મઢી જાણતો નથી-કપટથી વીંટીને કહી જાણતો નથી અથવા માયારૂપી મઢીને જાણતો નથી.

૫ ગાયકવાડ ઈ૦-પાછળ બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્રને આ વાત સમજવાના રસ્તા બતાવ્યા પછી કહેછે કે, જો બાપુ સાહેબ નામના ગાયકવાડ છે ( તો ક્ષત્રિય ઠરે છે ) તો ક્ષત્રિયનું કામ થઈજ ગયું છે, કેમકે તે તો જ્ઞાનની મોટી ગલી જોઈને પરમધામને પામી ગયા છે.

